

# શ્રીમતી અરૂણા
# • અસાફઅલી •



પરાધીનતા કી બેડી કો
ઝટક ઝટક કર તોડ રહી,
એક જ્વાલા બનકર તુમ પ્રકટી
ચિનગારી જિસકી ફૂટ રહી

બાલાપન મેં જોગન બનકર,
જીવન કો પલટાતી થી તુમ,
અબ બદલ ગયા રુખ ઐસા કુછ
ભારત કો પલટાતી હો તુમ.

સંદેશ લિએ 'નારી–મન' કા
એકતા કો અપનાયા તુમને,
હિંદુ મુસ્લિમ કા ભેદ મિટા,
રૂઢિ કો ઠુકરાયા તુમને.

એક નઇ કાતિ દેવી બનકર,
એક નયા પ્રકાશ દિયા અરુણા
ભારત કી નરક યાતના સે,
ઉપજી તેરે મનકી કરુણા

# શ્રીમતી અરુણા

## અસફઅલી

•

લેખક :

સુરેશ ગાંધી

•

"અરુણા મારી પુત્રી છે. એ મારે ઘેર જન્મી નથી અથવા તો એ બળવાખોર છે એથી એ કંઈ મારી પુત્રી મટી જતી નથી."

મહાત્મા ગાંધીજી

એન. એમ. ઠક્કરની કું.

બુકસેલર્સ : : પબ્લિશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ. ૨

પ્રકાશક : નંદલાલ મોહનલાલ ઠક્કર : એન. એમ. ઠક્કરની કાં.
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨



કિંમત રૂા. ૨-૦-૦

લેખકનાં અન્ય સર્જનો :

આરતી : ( નવલિકા સંગ્રહ )
નંદિતા : ,,
વરદાન : ( કાવ્ય સંગ્રહ )

હવે પછી

ગીતહોરી : ( ગીત નાટકોનો સંગ્રહ )

મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ : ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ, નોવેલ્ટી સીનેમા પાસે, અમદાવાદ, ૧૯૪૬

# મારું કથિતવ્ય

શ્રીમતી અરૂણા અસફઅલીના જીવનપ્રસંગો અને ૧૯૪૨ની લોકક્રાંતિ દરમ્યાન એમણે વીતાવેલા ગુપ્તજીવનની કેટલીક રોમાંચકારી ઘટનાઓ આ પુસ્તકમાં સંગ્રહવા મેં પ્રયત્ન કર્યો છે. એમનું જીવન અને કાર્ય જેવા છે તેવા અહીં ચીતરવાનો મારો આ નમ્ર પ્રયત્ન છે. એના મૂળના રંગો ઊપર મારા કસબના, કારીગરીના રંગો પૂરવા જરાય મને ઠીક લાગ્યા નથી. એમનું જીવન જ સ્વયં એવા રંગોએ રંગાયેલું છે કે એને અન્ય રંગોના અલંકારોની જરૂર રહેતી નથી. એ સ્વયં એવું રોમાંચક, વિવિધ અને રહસ્યમય છે, એવું સ્વયંપ્રેરિત છે કે એને કોઈ અવલંબનોની જરૂર રહેતી નથી.

**સુરેશ ગાંધી**



આઝાદ હિંદનું ઘડતર ઘડતા ચારિત્ર ગ્રંથો

## શ્રીમતી અરૂણા અસફઅલીનું

જીવનચરિત્ર મહાત્મા ગાંધીજીએ જેમને બળવાખોર હોવા છતાં પુત્રી માની છે. પંડિત જવાહરલાલ નહેરૂએ જેલમાંથી મુક્ત થતાં સૌથી પ્રથમ જેમની આઝાદીની તમન્નાને અભિનંદન આપ્યા હતા તેમજ અનેક વીરતાભર્યા ભૂગર્ભવાસના પ્રસંગો અને ચિત્રો સાથે

કિંમત રૂા. ૨-૦-૦ વી. પી. ૦-૬-૦

## નેતાજી

આઝાદ હિંદનો સંદેશ સુણાવતું અધ્યયન રાષ્ટ્રિય પ્રકાશન ૧૮ પ્રાસંગિક તસ્વીરો સાથે

કિંમત રૂા. ૩-૦-૦ વી. પી. ૦-૮-૦

**મૌલાના અબુલ કલામ આઝાદ**

મહાત્મા ગાંધીજીના રહસ્યમંત્રી શ્રી મહાદેવ દેસાઈએ લખેલ જીવનચરિત્રનો ગુજરાતી અનુવાદ શ્રી હરિજન બંધુના તંત્રી શ્રી ચંદ્રશંકર શુક્લે કરેલ છે.

કિં. રૂા. ૨-૮ વી. પી. ૦-૬-૦

**રણચંડી કેપ્ટન લક્ષ્મી**

આઝાદ હિંદ ફોજની ઝાંસીની રાણી ટુકડીની વીરાંગના કે. લક્ષ્મીના, મહારાણી લક્ષ્મીબાઈના પરાક્રમો યાદ કરાવે તેવા અભૂતપૂર્વ પરાક્રમોની યશગાથા

કિં. રૂા ૨-૮-૦ વી. પી. ૦-૬-૦

**ભારતની એકતા**

પંડીત જવાહરલાલ નહેરૂનો ગુજરાતીમાં પ્રગટ થતો છેલ્લામાં છેલ્લો નવો ગ્રંથ

કિં. ૨-૮-૦ વી. પી ૦-૬-૦

**જવાહર કમળા**

પંડીત જવાહરલાલની બાલ્યાવસ્થાથી શરૂ કરી આજ-દીન સુધીના તેમના જીવનની ઝરમર, તેમણે તથા કમલા નહેરૂએ દેશ ખાતર આપેલા ભોગો અને ત્યાગની અમરકથા

કિંમત રૂા. ૩-૦-૦ વી. પી. ૬ આના

**ભારતજનની કસ્તુરબા**

ભારત માતા કસ્તુરબાનું સંપૂર્ણ જીવનચરિત્ર

કિં. ૧-૮-૦ વી. પી. ૬ આના

## પૂણ્યશ્લોક ગાંધીજી

મહાત્મા ગાંધીજીના જીવનને આત્મકથા દ્વારા ઓળખ્યું આ પુસ્તકદ્વારા ગાંધીજીને જગતના મહાન પુરૂષો કેવી રીતે પીછાને છે તે બનાવોને પ્રસંગોદ્વારા દર્શાવાયું છે.

કિંમત રૂા. ૪–૪–૦ વી. પી ૮ આના

## ગાંધીજીના જીવન પ્રસંગો

શ્રી. ચંદ્રશંકર શુકલ અનુવાદીત આ તદન નવા ગ્રંથમાં ગાંધીજીની આત્મકથામાં ન આવેલ એવા પુષ્કળ પ્રસંગો આપવામાં આવેલ છે પુષ્કળ ચિત્રો સાથેનું પુસ્તક.

કિં. ૨–૪–૦ વી. પી. ૬ આના

## ગાંધીજીના સમાગમમાં

ગાંધીજીની આત્મકથામાં અને તેમના લખાણોમાં આવ્યા નથી તેવા અનેક પ્રમાણભૂત પ્રસંગો ત્રીસ વ્યક્તિઓના મૌલિક લેખો આ ગ્રંથમાં શ્રી. ચંદ્રશંકર શુકલે સંગ્રહ કરેલ છે

કિં. ૨–૮–૦ વી. પી. ૬ આના

## ગાંધીજીને જગવંદના

સ્વામી આનંદની પ્રસ્તાવનાવાળા આ પુસ્તકમાં જગતની મહાન વિભૂતિઓ ગાંધીજીને વંદના કરે છે સર રાધાકૃષ્ણન સર્વપલ્લીના આ ગ્રંથનો શ્રી ચંદ્રશંકર શુકલે ગુજરાતીમાં સરળ અનુવાદ કરેલ છે.

કિં. રૂા. ૩ વી. પી. ૬ આના

## ગાંધીજી સાથે અઠવાડીયું

જગપ્રસિદ્ધ અમેરીકન પત્રકાર લુઇ ફીશર ગાંધીજી

સાથે એક અઠવાડીયું સેવાગ્રામમાં રહેલા તે મુલાકાતમાં વાર્તાલાપનો શ્રી ચંદ્રશંકર શુકલે સરળ ભાષામાં ગુજરાતી અનુવાદ કરેલ છે. કિં. રૂા. ૨ વી. પી. ૫ આના

## ગાંધીજીની યુરોપયાત્રા

૧૯૩૧ માં જ્યારે ગાંધીજી બીજી ગોળમેજી પરિષદ વખતે વિલાયત ગયેલા તે વખતનો અહેવાલ આપતું પુસ્તક ગાંધીજીની દીનચર્યા તથા કેટલાક રસિક પ્રસંગ વર્ણનો, તથા ગાંધીજીએ લીધેલી મહર્ષિ રોમેરોલા તેમજ પાંચમા જ્યોર્જની મુલાકાતોના વર્ણન સહિત

કિં. રૂા. ૨-૦-૦ વી. પી. ૫ આના

## ભારતનો વારસો

સર સર્વપલ્લી રાધાકૃષ્ણનના આ નવા ગ્રંથનો અનુવાદ શ્રી. ચંદ્રશંકર શુકલે કર્યો છે. કિં. રૂા. ૨-૪-૦

## વિજયાલક્ષ્મી પંડીત

પંડીત જવાહરલાલ નહેરૂના બહેન વિજયાલક્ષ્મી પંડીતનું સંપૂર્ણ જીવનચરિત્ર તેમજ અનેક જીવન પ્રસંગો

કિં. રૂા. ૩-૦-૦

# શ્રીમતી અરૂણા



## એ. આઇ. સી. સી.માંથી ભૂગર્ભવાસ

**આ**જે ચાર વર્ષના ભૂગર્ભવાસ પછી શ્રીમતી અરૂણા અસફઅલીએ જાહેરમાં દેખાવ દીધો. ૧૯૪૨ માં ભૂગર્ભમાં ગયા પછી પહેલીજવાર જનતા સમક્ષ દેખાવ દેતા, કલકત્તાના દેશબંધુપાર્કમાં તેમના

સન્માનાર્થે એકત્ર થયેલી વિરાટ જનતાને ઉદ્દેશી એમણે કહ્યું, 'લોકોની તાકાત વધારવા માટે હવે પછીના ત્રણ મહિના સુધી વિદ્યાર્થીઓ અને જનતાએ બ્રિટિશ માલનો સંપૂર્ણ અને સર્વાંગી બહિષ્કારનો કાર્યક્રમ હાથ ધરવો જોઈએ, કોંગ્રેસ હિંદની આઝાદી માટે લડી રહી છે, અને કોંગ્રેસને વધુ બળવાન બનાવવી એ તમારી ફરજ છે. કોંગ્રેસ લોકોની સંસ્થા છે અને તેથી ૧૯૪૨ ની ઑગસ્ટમાં લોકોએ જે માર્ગે જવાનો નિર્ણય કર્યો તે માર્ગે કોંગ્રેસે જવું જોઇએ. ધારાસભાઓમાંનો કાર્યક્રમ અમલમાં મૂકવા માટે બીજા માણસો છે. વિદ્યાર્થીઓ અને જનતાને એ સાથે કાંઇ લાગતુંવળગતું નથી. મહાત્મા ગાંધીજીએ આપણને 'કરો યા મરો'નું સૂત્ર આપ્યું. એ સૂત્ર હજુ મારા કાનમાં ગૂંજી રહ્યું છે. અને હું એ પ્રમાણે જ જીવન જીવવા માગું છું.

બ્રિટિશ શાહીવાદ મરવા પડ્યો છે, અથવા તો કદાચ મરી ચૂક્યો છે. પરંતુ મરતાં મરતાં એ એવી દુર્ગંધ છોડી રહ્યો છે કે જે લોકોને મુંઝવે છે. બ્રિટિશ શાહીવાદને જો આપણે આખરી ફટકો મારવો હોય તો બંધારણીય રાજકારણને બદલે આપણે કંઇક એવું નક્કર કરી બતાવવું પડશે કે જેથી બ્રિટન હિંદ વચ્ચેનો સંબંધ રાતોરાત બદલાઇ જાય. વાટાઘાટ દ્વારા સમજુતી કરવામાં મને શ્રદ્ધા નથી. કારણ કે હું માનું છું કે આવી રીતે જે સમાધાન થશે તેનાથી સત્તા મુડીવાદીઓના હાથમાં જશે.

વાઇસરોયે વડીધારાસભામાં કહ્યું કે હિંદની આઝાદી માટે કોઇ પણ તારીખ નક્કી કરવાનું હું ડહાપણભર્યું માનતો નથી. પરંતુ આપણે એમને કહીશું કે ઑગસ્ટના આંદોલનમાં જો કે અમે સફળ નીવડ્યા નથી તોપણ તારીખ નક્કિ કરવાનો પ્રશ્ન વાઇસરોયના હાથમાં રહેતો નથી. હિંદના લોકો જો તૈયાર હોય તો તારીખ નક્કિ કરનાર લોર્ડ વેવલ નહિ પરંતુ કટિબદ્ધ થયેલું હિંદ એ તારીખ નક્કિ કરશે.

વાઇસરૉય ધારાસભામાં ભલે લાંબાચોડા ભાષણો કરે, અને સારી વર્તણૂક માટે સભ્યોને શીખામણ આપે પરંતુ તેમને અને તેમના જાતભાઈઓને આવી સભામાં આવીને ભાષણ કરવાનો હું પડકાર કરું છું. ધારાસભાના અંધીયાર મકાનમાં નહિ પરંતુ અહીં લોકો સમક્ષ આવીને નિવેદન કરવાની હું તેમને ચેલેન્જ ફેંકું છું.

☆

કોમળાંગીમાંથી ક્રાન્તિવાદી બનેલી ૧૯૪૨ ની આ વીરાંગના અરૂણાના નિડર વક્તવ્યમાં સરકાર પ્રત્યે જરા જેટલીયે કડવાશ નથી. એક સ્વદેશાભિમાની નારીને છાજે એવી સ્પષ્ટ અને અંતરના ઉંડાણમાંથી ઉભરાતી વાણીને એ જનતા સમક્ષ વહેતી મૂકે છે. એ વાણીમાં એટલું સત્ય રણકે છે. દેશની આઝાદીનો મૂક્તિમંત્ર ફૂંકનારાઓ માટે વાણીના શણગાર વ્યર્થ છે. કારણ કે એ શણગાર ઓથે એમને કાંઈ છુપાવવા જેવું નથી. એ શણગાર અને વાણીનો વૈભવ રાજકારણની આંટીઘુંટીમાં પડેલા માટે ન હોય. જેણે દેશને ચરણે જીવન સોંપ્યું છે એમને પ્રથમ દેશ અને પછી રાજકારણ.

ઝાંસીની રાણી ૧૮૫૭ ની વીરાંગના હતી, પણ ૧૯૪૨ ના ઑગસ્ટની લોકક્રાંતિની વીરાંગના અરૂણા આસફઅલી છે. કોઈ અપૂર્વ નવલકથાના ઉઘડતાં પ્રકરણો જેવું રોમાંચક પરાક્રમોથી ભરેલું જેનું જીવન છે એવી આ બાહોશ બળવાખોર તરૂણી કેવા તત્વોથી ઘડાયેલી છે ! નવાઈ જેવું તો એ છે કે એક સંસ્કારી સન્નારીની કોમળતા અને સૌંદર્ય તેમને વર્યાં હોવા છતાં તેમનામાં પ્રખર બળવાખોર જેવું ધૈર્ય અને ચેતનના તણખા સળગે છે.

વીસમી સદી અડધી વીતી જવા આવતાં છતાં પણ હિંદુસ્તાનમાં સ્ત્રીઓનું સ્થાન ક્યાં છે? પરિણિત સ્ત્રીઓ સમાજ કે રાષ્ટ્રની સેવા કરી શકે કે કેમ? લગ્ન સ્ત્રી વિકાસને બાધક છે કે વિકાસક છે! આવા આવા પ્રશ્નોનો જવાબ અરૂણા બહેનના જીવનના પ્રકરણોમાંથી જડે છે.

વીસમી સદી જગતના ઇતિહાસમાં અનેક રીતે યાદ રહી જશે. આ સદી એ ઘર્ષણનો જ સમય છે. ૧૮૯૯ થી ૧૯૩૯ સુધીમાં નાના મોટા રાષ્ટ્રો વચ્ચે ઘર્ષણ અને લડાઈ સતત રહી છે. અને તે ઉપરાંત નવા અને જુના વચ્ચેના મૂલ્યાંકનમાં આ સદીમાં જે પરિવર્તનો થઇ ગયાં તેટલાં કોઈ પણ કાળે થયા નથી. આ નૂતનયુગના પરિવર્તનોના આપણે નવા મૂલ્યો આંકવા પડશે, શ્રીમતી અરૂણાબેનના જીવનમાં એકાએક આવેલા પરિવર્તને આપણી સમગ્ર દષ્ટિને, વિચારને, વાણીને એમનામાં રહેલા નારીગૌરવનું નીત નવું મૂલ્યાંકન કરવા આપણને અભિમૂખ કર્યાં છે.

શ્રી અરૂણાબેન માટે 'ઉત્સાહપૂર્ણ' શબ્દ યોગ્ય થઈ પડશે. જે પણ કાર્ય કરવાનું તે હાથમાં લ્યે છે તેમાં એ સમગ્ર ઉત્સાહ રેડે છે. અરૂણા વિષે વાહીયાત જેવું કશું નથી. ૧૯૪૨ ના ઓગસ્ટના પ્રથમ અઠવાડીયા દરમ્યાન એ. આઇ. સી. સી. ની ભરાયેલી યાદગાર બેઠકમાં એમના સુપ્રસિદ્ધ પતિ સાથે તેઓ મુંબઇ આવ્યાં હતાં. આનંદી અને હેતાળ, હંમેશ કરતાં વધુ જાગ્રત અને વધુ જીવંત, તેઓ ત્યારે એ. આઇ. સી. સી. ના મંડપમાં અહીંયાં તહીં દોડતાં હતાં. જુના મિત્રોને ભેટતાં હતાં, અને નવાં મિત્રો બનાવતાં હતાં. કોને ત્યારે ખબર હતી કે આ સુંદર મહિલા જે બહુ બહુ સમાજના પતંગીયા જેવી તો લાગતી હતી, તેના અંતરમાં આટલી આત્મશક્તિ ભરી હશે? ત્યારે કોને ખબર

હતી કે બીજા દિવસથી જ આ મહિલા હિંદની ક્રાંતિકારી ચળવળની આગેવાન બનશે ?

તેણે મેળવેલી સિદ્ધિઓ નોંધપાત્ર છે. કોંગ્રેસની કારોબારી સમિતિ જેમાં તેના પતિ પણ સભ્ય હતા, તે સમિતિની ધરપકડ થયા પછી તરત જ ગોવાળીયા ટેંક મેદાનમાં રાષ્ટ્રધ્વજ વંદનવિધિ વખતે તેમણે પ્રમુખસ્થાન લીધું. મેદાનમાં લોકોનું જબ્બર ટોળું એકઠું થયું હતું. પોલીસે સખત હાથે કામ લઈને સભામાં ભંગાણ પાડવાનો નિર્ણય કર્યો. અશ્રુવાયુ, લાઠી અને ગોળીબારના તે દિવસે હુકમો છૂટયા. સ્વબચાવનો કાંઇ પણ વિચાર કર્યા વગર, જીંદગીની પરવા કર્યા વગર, શ્રીમતી અરૂણાદેવી ટોળાની મધ્યમાં જ રહ્યા, અને આસપાસના માણસોને મદદ, માર્ગદર્શન અને ઉત્સાહ આપતાં રહ્યાં.

પોલીસ જુલ્મથી રેડાયેલું નિર્દોષ લોહી તેમજ માનવોની યાતનાઓએ તેમના આંતરનો ભડકો બહાર કાઢ્યો. રાજદ્વારી ક્રાંતિમાં એમણે પ્રથમ પગલાં માંડયાં. એ સમય ૯મી ઓગસ્ટ ૧૯૪૨ થી ૨૬ મી જાન્યુઆરી ૧૯૪૫ સુધીનો હતો. એ સમય દરમ્યાન ભૂગર્ભના રાજદ્વારી કાર્યકરની નાસભાગની જીંદગી એમણે વીતાવી. આજે એક નામ રાખતાં, કાલે કોઇ બીજા ઓઠા નીચે એ રખડતાં હતાં. એમના ગુપ્તવાસના સમય દરમ્યાન તેમની માતા મૃત્યુ પામ્યાં; અને મરણ સમયની છેલ્લી પળોએ પણ તેઓ તેમની નજીક રહી શકયાં નહિ. મૃત્યુ પામતી માતા અને બળવાખોર દીકરી વચ્ચે વિધિએ આ કેવું ફાચર મૂકયું હતું !

આ બધા સમય દરમ્યાન છૂપી પોલીસ તેમની પાછળ પડી હતી. વિદેશી સરકારે તેમને ભાંગફોડ કરનાર તરીકે જાહેર કર્યા, અને તેમને પકડનારને ૫૦૦૦ હજાર રૂપિયાનું ઇનામ આપવાનું જાહેર કર્યું હિંદના દરેક શહેરમાં તેમની શોધ કરવા અને પકડવા પાછળ પડેલા સરકારના

ચતુર અને કાબેલ જાસુસો, છૂપી ઉશ્કેરણી કરનારા એજન્ટો તેમજ છૂપી પોલીસના માણસો કરતાં એ હંમેશાં વધુ હોંશીયાર અને વધુ સાવચેત રહેતાં.

તેમના વિષે ઘણીવણી વાતો બહાર આવવા પામી છે. એક વખતે તેમના કોઈ ભૂગર્ભમાંના સાથીએ તેમને ચેતવણી આપી કે જે જગ્યાએ તેઓ રહેતાં હતાં એ જગ્યા સલામત નહોતી, અને તેમણે ત્વરાથી ત્યાંથી ભાગી છૂટવું જોઈએ. એ ઘડીએ ક્યાં જવું ?

તેમને એક વિચાર સૂઝી આવ્યો. એ દિવસે સવારના એક અખબારમાં એવી જાહેરખબર પ્રગટ થઈ હતી કે એક અંગ્રેજ મહિલાને કુટુંબમાં સાથે રહી શકે એવી યુરોપીયન બાઈની જરૂર હતી તેઓ મોટરમાં કૂદી પડયાં અને જણાવેલા સ્થળે પહોંચી ગયા. પેલી યજમાન અંગ્રેજ મહિલા તેમના વ્યક્તિત્વ અને સૌંદર્યથી એટલી તો અંજાઈ ગઈ કે યુરોપીયન મહેમાન માટેનો તેનો આગ્રહ તેણે દૂર હડસેલી મૂક્યો અને અરૂણાને જ રાખી લીધા. ફરી એકવાર આ રહસ્યભર્યું પંખીડું ઉડી ગયું એવા ખબરો જ્યારે તપાસ કરતી પોલીસને મળ્યા ત્યારે તેમણે માથું કુટયું. બીજા વખતે અરૂણા સંગ્રહણીથી પીડાતાં હતાં અને બીમાર પડ્યાં. એ માત્ર હાડકાના માળખા જેવાં બની ગયા હતાં. ધીમે ધીમે પાંડુરોગે પણ ઘર કરવા માંડયું હતું. તેમના કોઈ જમીનદાર મિત્રના ઘરે સારવાર કરવા માટે જઈને રહેવા તેમને સમજાવવામાં આવ્યાં, તેમના ભૂગર્ભ સાથીઓના દબાણથી બહુ આનાકાની પછી તેમણે એમ રહેવાની હા પાડી, અને ત્યાં ગયાં.

બીજેજ દિવસે તેમના યજમાનનો કોઈ આત્મીય મિત્ર જે સરકારનો કોઇ ઉચ્ચ અધિકારી અમલદાર હતો તે અગાઉથી કાંઈ

ખબર કર્યા વગર ત્યાં આવી ચઢ્યો. આ કુટુંબ સાથે એ મિત્રતા ધરાવતો હોવાથી તે સીધે સીધો ઘરની અંદર આવ્યો. પેલા યજમાનની તેમજ પોતાની નવાઈ વચ્ચે આ અમલદારે આ બળવાખોર મહિલાને નજરોનજર જોઈ.

એક મીનીટ સુધી ગંભીર મુંઝવણ ઉભી થઈ, તરત જ અરૂણાએ પરિસ્થિતિ સંભાળી લીધી. તેમણે આનંદથી તેને આવકાર આપ્યો, બેસવાની જગ્યા દેખાડી, અને તેની સાથે એવી રીતે વાતોએ વળગ્યા કે જાણે દિલ્હીના પોતાના ઘરમાં જ આ માણસને કેમ આમંત્રણ ન આપ્યું હોય ! છેવટે આ મુંઝવણભરી ઘડીઓ દૂર થઈ. તેમની વચ્ચે આનંદદાયક વાતો ચાલી. અને અધિકારીએ ઉઠીને પોલીસને આ મહિલાની જાણ કરવાને બદલે આનંદથી કહ્યું કે એક જીવંત ઇતિહાસ સાથે થોડા સમય રહેવાનું એમને સદભાગ્ય સાંપડ્યું હતું.

એમના નામ સાથે સંકળાયલી વાતોમાં ચપળતા, હિમ્મત અને બીરાદરી માલમ પડે છે. સમય જ એ વાતો સાબીત કરી આપશે, અને તે પ્રકાશમાં લાવશે. આ ઉપકથાઓ રંગભર્યું અને હિમ્મતવાન વ્યક્તિત્વ પેશ કરે છે. અરૂણાની હિમ્મતભરી વાતોથી જેઓ આશ્ચર્ય પામે છે, તેઓ એ વાત ભૂલી જાય છે કે અરૂણા કાંઈ એકાએક ક્રાંતિકારી બન્યાં નથી. નાની વયથી જ અરૂણાબેન હુકમ કરવાની આદત ધરાવતા હતા. એમનું વય ચૌદ વર્ષનું હતું ત્યારે તેમણે સાધ્વી બનવાનો ગંભીરપણે વિચાર કર્યો હતો. એ વખતે તેઓ લાહોરની કોન્વેન્ટમાં અભ્યાસ કરતા હતા. એ કોન્વેન્ટની સીસ્ટર સુપીરીઅર અસાધારણ બાઈ હતી. અને તેની સાથે જેઓ સંપર્કમાં આવતા તેમની ઉપર એ અનોખો પ્રભાવ પાડી શકતી. નાનકડી અરૂણા ગંગુલીને એ ઘણી ચાહતી હતી અને એને જીસસ અને મેરીની વાતો બાઈબલમાંથી કહી સંભળાવતી.

એ કહેતી કે દુનિયા ઝઘડાઓથી અતિ ભરચક છે. આથી સ્વચ્છ અને સ્વાર્પણ કરાયલું જીવન બહેતર હતું. અરૂણાએ પોતાનું નાનકડું માથું ફેરવીને સાધ્વી બનવાનો પોતાના માતાપિતા સમક્ષ વિચાર રજુ કર્યો, ત્યારે તેઓએ એને ઠપકો આપ્યો, અને એને રોમન કેથોલીક સંપ્રદાયના ખાતામાંથી ઉઠાવી લઈ, એને તથા એની નાની બહેન પૂર્ણિમાને નૈનીતાલની પ્રોટેસ્ટંટની સ્કુલમાં દાખલ કરાવી. અરૂણાએ એ વખતે કેટલો બધો વિરોધ કર્યો હશે ?

કેટલાક વર્ષો પછી અરૂણાએ ફરીવાર બંડ ઉઠાવ્યું. એના માતા-પિતાએ એને રૂઢી પ્રમાણે પરણાવી દેવાની ઇચ્છા બતાવી, અરૂણાએ સંમતિ આપવાની ના પાડી. આથી એણે સ્વતંત્ર જીવન જીવવાની અને રળી ખાવાની ખ્વાએશ બતાવી. એ કલકત્તા આવી અને કન્યાઓ માટેની ગોખલે મેમોરીઅલ સ્કુલમાં શિક્ષિકા તરીકે કામ મેળવ્યું. એનો ઇરાદો માત્ર ગુજરાન કરવાનો નહોતો. પરંતુ વધુ ઉંચા વિદ્યાભ્યાસ માટે ઈંગ્લાંડ જવા પૈસા બચાવવાનો હતો. કેટલી બધી આશાવાદી એ હતી ?

પરંતુ એના માટે થોડા જ સમયમાં અણધારી ઝણઝણાટી આવવાની હતી. એની નાની બહેન પૂર્ણિમાના અલ્હાબાદમાં લગ્ન થવાં.

રજા દરમ્યાન અરૂણા પોતાની બહેન સાથે થોડાક દિવસ રજા ગુજારવા ગઈ. એ વખતે બેનરજીના એક મિત્ર મળવા આવ્યા હતા. તેઓ ઓલ ઇંડિયા મુસ્લીમ લીગની બેઠકમાં હાજરી આપવા કલકત્તા ગયા હતા. પાછા ફરતાં તેઓ થોડાક દિવસો અલ્હાબાદ રોકાયા. થોડાક વર્ષો પહેલાં અસહકારની ચળવળમાં ભાગ લેવા માટે તેમને ૧૮ મહિનાની જેલની સજા થઈ હતી. તેઓ જાણીતા રાજદ્વારી અને એક આશાસ્પદ વકીલ હતા. એમની પ્રેક્ટીસ ઝડપભેર વધતી જતી હતી.

તેઓ કવિ હતા, અને પોતાની ફુરસદની પળોમાં કાવ્યો રચતાં અને વાંચતા હોવાનો પણ કેટલાક શક ધરાવતાં. એમનું નામ અસફઅલી હતું. પૂર્ણિમાના મકાને એમની અરૂણા સાથે મુલાકાત થઈ. બે તેજસ્વી પ્રતિભાએ એકબીજાના દર્શન કર્યાં. તેઓ એકબીજાના નિકટ પરિચયમાં આવ્યા, એમની વચ્ચે પરસ્પર ગાઢ મૈત્રી જામી, ખરેખર રોમાન્સ શરુ થયો.

૧૯૩૦ અને ૩૨ ની અસહકારની ચળવળ વખતે અરૂણાએ કારાવાસ ભોગવ્યો. ૧૯૪૨ માં તેઓ એ. આઈ. સી. સી. ની પૂર્ણાહૂતિ મુંબઈમાંથી સીફતથી નાસી છુટયાં, અને જેલ જવાનો બિલ્લો મેળવ્યા વગર પ્રખ્યાતીઓની હરોળમાં આવી ગયાં.

એમની પ્રથમ જેલયાત્રાઓ સહેલી નહોતી. ૧૯૩૦ મા દિલ્હીના ચીફ કમીશ્નર તેમના ભાષણથી ઉકળી ઉઠયા હતા. ૧૮૫૭ ના બળવા પર એ ભાષણ હતું. તેમ છતાં સત્તાવાળાઓએ તેમના પર રાજદ્રોહ માટે નહિ પણ પીનલકોડની ૧૦૮ મી કલમ પ્રમાણે કામ ચલાવ્યું. સારી ચાલચલગતની ખાત્રી આપવાની ના પાડવાથી તેમને એક વરસની કેદ આપવામાં આવી. આપણી સર્વ સત્તાધારી નોકરશાહીની કલ્પનાશકિત ઓછી છે એમ કોણ કહી શકશે ?

થોડા માસ પછી ગાંધી-ઈરિવીન કરારોને લીધે બધા રાજદ્વારી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા. એક અરૂણાબેનને જ રહેવા દીધા. છેક ૧૯૩૧ માં પણ સરકારને તેઓ ભયજનક માલમ પડયાં હતાં. પરંતુ લાહોરની સ્ત્રી જેલનાં સત્તાવાળાઓએ આશ્ચર્ય જોયું કે અરુણાને છોડી મૂકવામાં ન આવે તો બધી સ્ત્રી કેદીઓ પણ જેલમાંથી બહાર જવાની ના પાડતી હતી. આ હઠ સવારના છ થી રાતના આઠ સુધી ચાલી. છેવટે ગાંધીજીએ અને ડૉ. અન્સારીએ એ હઠ છોડી દેવાનો તાર કર્યો, અને સાથીઓ વિનાના શ્રીમતી અરુણા જેલમાં એકલાં રહ્યાં. તેમ છતાં લોકોના દેખાવોને લીધે તેમને છોડી દેવા પડયા

તેમણે જેલ બહાર પગ મૂકતાં જ ખાન અબ્દુલ ગફારખાન અને બીજાં મિત્રો તેમનું ભાવભીનું સ્વાગત કરવા તૈયાર ઊભા હતા.

દિલ્હી ડીસ્ટ્રીક જેલમાં તેમને કેદમાં રાખવામાં આવેલ. ત્યાં પણ રાજદ્વારી કેદીઓ સાથે અન્યાયી વર્તાવ માટે તરત જ મુસીબત શરુ થઈ. શ્રીમતી અરુણા ભુખમરાની હડતાલ પર ઊતર્યાં. અને ઘણાં બીમાર પડ્યા છતાં તેમણે ઊપવાસ ચાલુ રાખ્યા. સત્તાવાળાઓને રાજદ્વારી કેદીઓની માગણીઓને તાબે થવું પડ્યું. પણ તેમણે તેનું વેર વાળ્યું. તેમને અંબાલા લઈ જવામાં આવ્યાં. ત્યાં સ્ત્રીઓની જેલ નથી એટલે તેમને એકાંત કેદમાં રાખવામાં આવ્યાં. ત્યારપછી નોંધપાત્ર બીના તો એ છે કે દસ વર્ષ સુધી તેમણે રાજકારણમાં કોઈ સક્રીય આગળ પડતો ભાગ લીધો નહિ, પરંતુ અખિલ હિંદ સ્ત્રી મંડળની પ્રવૃત્તિઓ પૂરતું જ કાર્ય કર્યું, આ પુષ્કળ વાંચન, અભ્યાસ અને મનન કરીને તૈયાર બનવાનાં વર્ષો હતાં. મહાસભાની ક્ષતિઓ તેઓ ખૂબ નજીકની જોઈ શકતા હતાં. પંડિત જવાહરલાલ નહેરૂની જેમ કેટલીકવાર તેઓ કોંગ્રેસના સિદ્ધાંતોને એક કોર પણ મુકી દે છે. તેઓ કહે છે, 'આપણે કોંગ્રેસનો માર્ગ રૂંધવા માગતા નથી, પણ તાજેતરમાં મુંબઈ અને કલકત્તા ખાતે બની ગયેલા મામલાઓમાં જ્યારે આપણાં સ્વમાનનો પ્રશ્ન આવીને ઊભો રહે છે, ત્યારે એ સિદ્ધાંતો એક કોર મુકીને સત્તાનો પ્રતિકાર કરવામાં હું માનું છું.'

આ પ્રમાણે સ્વતંત્રતા મેળવવા માટે તેઓ પોતાનો કાર્યક્રમ અને પદ્ધતિઓ તૈયાર કરતા હતા. 'હિંદ છોડો'ના દુષ્કર દિવસોમાં તેમને પોતાના કાર્યક્રમને ચકાસી જોવાની તક મળી. સાથે સાથે તેમને જયપ્રકાશ નારાયણ, અચ્યુત પટવર્ધન, રામમનોહર લોહીયા, અને બહુ જાણીતી નહિ, છતાં શક્તિશાળી એવી અન્ય વ્યક્તિઓ સાથે કામ કરવાનું હતું. તેમણે કેવળ તેમની વચ્ચે ઊચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું એટલું જ નહિ પરંતુ તેમનો સારો અભિપ્રાય પણ મેળવી લીધો.

તેમની અપ્રતિમ હિમ્મત, નિડરતા અને નિરાભિમાનીપણાથી હિંદના ઇતિહાસમાં એક અદ્ભૂત પ્રકરણ ઉમેરાયું છે. છેલ્લા વર્ષોમાં શ્રીમતી અરૂણાબ્હેન અસફઅલીના પતિ તરીકે ઓળખાતાં હતાં. પણ હમણાં એમને વરેલી કીર્તિ પ્રતિભા જોતાં સંભવ છે કે બેરીસ્ટર અસફઅલી અરૂણાના પતિ તરીકે ઓળખાશે.

લગભગ ચાર વર્ષના ગુપ્તવાસ પછી જ્યારે પ્રથમ તેમણે કલકત્તામાં પગ મુક્યો એ દિવસે પાછલા પહોરે હિંદી એસોસીએટેડ પ્રેસના એક ખબરપત્રીએ તેમની ઊંડની મુલાકાત લીધી હતી. પોતાની ટુંકી વાતચીત દરમ્યાન તેમણે જણાવ્યું કે "મારા ખૂબ બણગાં ફુંકવાનું વાસ્તવીક નથી. મેં જે કાંઈ કર્યું છે તે મારી ફરજના એક ભાગ તરીકે કર્યું છે. એ બધું છુટાપણાની લડતના ફાળા રૂપે હતું. હું ફરીથી નિશ્ચિતપણે કહું છું કે હું કાંઈ શહીદ નથી. આ કાંઇ અંગત વસ્તુઓ માટેનો સમય નથી. આ વાત પર તેથી પડદો પાડી નાખજો. છેલ્લા ચાર વર્ષની મારા પર કેવી અસર થવા પામી છે તે વિષે કશું જણાવીશ નહિ. મારી સામેનું વોરંટ રદ થવાથી મને જરાય ખુશાલી ઉપજી નથી. રહેમના ટુકડાઓ ફેંકી છુટકારાઓ કરવામાં નથી મોટાઈ કે નથી બુદ્ધિ. આનો કશો જ અર્થ નથી. અને એથી સરકારની નીતિમાં નવો પલ્ટો આવ્યો છે એવું કશું સૂચન નથી.

પરંતુ અમે કશી ઉદારતાની આશા રાખતાં નથી. અમને જંપીને બેસવા દેવામાં આવશે એવી વકી અમે રાખતાં નથી, અને અમે સરકારને જંપીને બેસવા દઈશું પણ નહિ.

શ્રીમતી અરૂણાએ વધુમાં એ પણ જણાવ્યું હતું કે જેઓ હજુ જેલના સળિયા પાછળ પૂરાયેલા છે, અથવા તો સંતાતા ફરે છે તેઓ માટે અમને પુષ્કળ લાગી આવે છે. મારી સામેનું વોરંટ રદ થવાથી મારું કાર્ય કદાચ કંઈક સહેલું બનવા પામશે. આ બધા વર્ષો દરમ્યાન મેં મારું કાર્ય ચાલુ રાખ્યું હતું અને હવે વધારે છૂટથી કાર્ય કરવાનું

શક્ય બનશે. માત્ર આટલો જ તફાવત મારી અને મારા ભૂગર્ભમાંના સહકાર્યકરો વચ્ચે છે. બીજી બધી રીતે તો અહીંયા મારું બહાર દેખાવ દેવાનું તો એકાદ ખાઈમાંથી બહાર આવવા જેવું જ છે."

શ્રીમતી અરૂણાબહેન કેવા તત્ત્વોથી ઘડાયેલા છે એની આપણને ખબર નથી, છતાં એમના જેલ જીવનની શરૂઆતથી હમણાં સુધીના એમના જીવનમાં ઉંડો રસ લેતાં જણાય છે કે એમનામાં કોમલ મૃદુ હૃદય હોવા છતાં એ વખત આવ્યે પાષાણથીયે કઠોર અને ઉગ્ર બની શકે છે, કોઈ પણ વાદ પાછળ એમણે આંધળીયા કરીને ઝુકાવ્યું નથી. અંતરના અવાજને પ્રથમ સ્થાન આપીને પછી જ એમણે આગળ પગલાં માંડયા છે. તેઓ ધુરંધરોને પણ સત્ય હકીકતો કહેતાં ડરતાં નથી. એમનામાં મોટામાં મોટો ગુણ આત્મલોપનનો છે. ક્યારેય એમણે પોતાની જાતને મહત્વ આપ્યું નથી. અત્યાર સુધીમાં એમણે ઠેર ઠેર કરેલા પ્રવચનોમાં આ વસ્તુ બહાર તરી આવે છે.

આ બધા ઉપરાંત એમનું માનસ બળવાખોર છે, સાથોસાથ ચપળતા, બુદ્ધિ અને કૌશલ્યે એમના ગુપ્તવાસના જીવનમાં અગ્રભાગ ભજવ્યો છે. ૧૯૪૨ ની ચળવળની અનેક રોમાંચકારી કથાઓ આ વિદુષી સન્નારીની આસપાસ ગુંથાયેલી છે. સરકારની આંખમાં કણાની માફક ખૂંચતી આ બાઈની ગીરફતારી કરવા સરકારે આકાશપાતાળ એક કીધાં હતા. એમની સામેના બધા વોરંટો રદ થયા પછી હિંદી એસોસીએટેડ પ્રેસના ખબરપત્રીને એમણે આપેલી મુલાકાત આપણે ઉપર જણાવી ગયા છીએ. પણ તેમના અજ્ઞાતવાસની રસપ્રદ બીનાઓ પણ જુદા જુદા અખબારો દ્વારા બહાર આવવા પામી છે. એક અખબારના જણાવ્યા મુજબ કેપ્ટન બર્હાનુદ્દીન સામે કેસ ચાલતો હતો ત્યારે તેઓ લાહોરમાં હતાં. થોડા દિવસ રહીને તેઓ પેશાવર ગયાં હતાં. સીમલા પરિષદ દરમ્યાન તેઓ સીમલામાં જ હતાં, અને મુંબઈમાં કોંગ્રેસની મહાસમિતિની છેલ્લી બેઠક દરમ્યાન તેઓ મુંબઈમાં હાજર હતાં.

કલકત્તામાં કોંગ્રેસ કારોબારીની બેઠક દરમ્યાન તેઓ પોતાના સ્વામી બેરીસ્ટર આસફઅલીને મળ્યાં હતાં.

આ બધો સમય છૂપી પોલીસે તેમની ધરપકડની પેરવી ચાલુ રાખી હતી. મુંબઈ ખાતેની કોંગ્રેસની મહાસમિતિની બેઠક દરમ્યાન પોલીસને શ્રીમતી અરૂણાની હાજરીની ગંધ આવી હતી તો પણ તેમને પકડવામાં નિષ્ફળતા મળી હતી. અગાઉ શ્રી જયપ્રકાશ નારાયણ અને અરૂણા કલકત્તામાં સાથે હતાં, ત્યારે પણ પકડાતાં બચી ગયા હતા.





શ્રીમતી અરૂણાને જનતા સત્કારે છે.

## પ્રવચનો

એમના ગુપ્તવાસપરથી પડદો ઉંચકાયા પછી થોડા દિવસ તેઓ કલકત્તામાં રહ્યાં હતાં, અને ત્યાંથી દિલ્હી ગયાં હતાં. તેઓ ગાંધીજીના ચુસ્ત અનુયાયી હોવા છતાં તેઓ સમાજવાદની નીતિને અનુસરે છે. ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમ માટે તેઓ બહુ ઉંચો મત દર્શાવે છે. ગાંધીજીના વિચારો તેમણે જીવનમાં ઉતાર્યા છે. અત્યારે જ્યારે બ્રિટન યુદ્ધ પછીની નવરચનામાં પડયું છે. ભાંગી પડેલા ઉદ્યોગો અને યંત્રોની પુર્નવ્યવસ્થા પાછળ અત્યારે જ્યારે બ્રિટનના મુડીવાદી ઉદ્યોગપતિઓ અને મુત્સદીઓ મગજ કસી રહ્યા છે, એ તખકે શ્રીમતી અરૂણાએ આ રાષ્ટ્રની પ્રજાને ગાંધીજીનો વર્ષો પૂર્વે કહેલો રચનાત્મક કાર્યક્રમ અમલમાં મૂકવા આગ્રહ કર્યો છે. એમણે જનતાને અત્યારની મહામૂલી ઘડીઓએ જાગૃત થઇ જવા પડકાર કર્યો છે. બ્રિટિશ કારખાનાઓ-માંથી તૈયાર થઇને હિંદ તરફ ધકેલાતાં માલનો ફરીવાર સંપૂર્ણ બહિષ્કાર કરવા એમણે જનતાને ઉગ્ર અનુરોધ કર્યો છે.

દિલ્હીની જનતાએ જ્યારે એમનો ભાવભીનો સત્કાર કર્યો ત્યારે એમને મળેલા માનપત્રના જવાબમાં એમણે ઉપર મુજબ જ જણાવ્યું હતું. એમણે કહ્યું કે "હિંદની આઝાદીના પ્રશ્ન પર બ્રિટિશ જોડે

હરગીઝ સમાધાન નહિ જોઈએ. હિંદ બ્રિટિશરોના હાથમાંથી આઝાદી આંચકી લેશે.

શ્રીમતી અરૂણા દેવીએ દિલ્હી કોંગ્રેસ સમિતિના ઉપક્રમે આ વિરાટ સભામાં જ્યારે હાજરી આપી હતી ત્યારે વાદળીરંગની સાડી પહેરી હતી. એમના વાળ હવામાં ઉડી રહ્યા હતા, અને મોઢાપર સ્મિતને બદલે ગંભીરતા છવાઇ હતી. લોકો એમના દર્શને ખુશાલીમાં આવી ગયા હતા, લગભગ ચ ર વર્ષના ગુપ્તવાસપછી હિંદની જનતાને એમની આ વીરાંગના વિષે રોમાંચક વાતો જાણવા મળી હતી. તેમનામાં જુગુપ્સા ઉત્પન્ન કરી હતી. છટાદાર ઉર્દુ બાનીમાં એ પ્રસંગે વધુ બોલતાં એમણે કહ્યું કે, "સરકાર હિંદની આઝાદીની ચળવળને દાબી દેવાની વાત કરતી હતી. પણ તે એ ચળવળ દાબી શકી નહી. પ્રજાની તાકાતની તેને ખબર નહોતી. લોકોએ ૧૯૪૨ માં બલિદાન આપ્યાં હતાં અને બ્રિટિશ સૈન્યની ગોળીઓ ઝીલી હતી. માત્ર સાડા ત્રણ વર્ષ ભુગર્ભનિવાસની કથા એ હિંદની આઝાદીની કથા છે. હું પોતે એ હીલચાલની પ્રતિક સમી છું. હવે બ્રિટિશ જોડે સમાધાન નહિ જોઇએ. વડી ધારાસભામાં એકલા આપણે સત્તાવાળાઓ સામે લડશું નહિ, પણ બહાર પણ લડત ચાલશે. ૧૯૪૨ની લોકક્રાંતિના એ દિવસો લોકો ભૂલ્યા નથી. એક વખત એવો આવશે કે દિલ્હીના સેક્રેટેરીએટ પર આપણો વાવટો આપણે ચડાવશું, અને બ્રિટિશ નોકરશાહીનું તંત્ર આપણે તોડી નાંખશું. પણ આપણાં માર્ગમાં ઘણી નડતર આવશે. બ્રિટિશ વાઇસરોય અને બ્રિટિશ સૈન્ય આપણા માર્ગમાં આવશે, પણ આપણે હિંદુ અને મુસલમાનોએ ભેગા મળી મજદુર અને કીસાન રાજ્ય સ્થાપવું જોઇએ. છેવટમાં તેમણે વિદ્યાર્થીઓને બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાની ચળવળ ઉપાડી લેવાની સલાહ આપી હતી. એમણે કહ્યું કે બંગાળના ભુખમરા માટે બ્રિટિશ અમલજ જવાબદાર છે. બ્રિટિશ માલ હિંદમાં આવશે તો હિંદી ઉદ્યોગની અને માલદારોની સ્થિતિ ઘણી ખરાબ થશે."

  

દિલ્હી પછી તેઓ નાગપુર ગયા હતા. ત્યાં પણ જનતાએ તેમનું મોંઘેરૂં સ્વાગત કર્યું હતું. નાગપુર કોંગ્રેસ સમિતિના આશ્રયે મળેલી નાગપુરના વતનીઓની વિરાટ સભામાં અધ્યક્ષસ્થાનેથી શ્રીમતી અરૂણાને આવકારતાં શ્રી દિનદયાલ ગુપ્તાએ તેમના યશસ્વી જીવનની પ્રશસ્તિ કરતાં જણાવ્યુ કે "૧૯૪૨ ના ઓગસ્ટમાસમાં નાગપુરની જનતાએ જે આત્મભોગો આપ્યા છે એને અમે ભાવભીની અંજલિથી સંભારીએ છીએ. શ્રી ગુપ્તાએ શ્રદ્ધા વ્યકત કરી હતી કે હવે પછીની લડતમાં પણ નાગપુરના લોકો અરૂણાની પડખેજ ઉભા રહેશે."

અરૂણાની વાણીમાં હુંકારનો ધ્વનિ ફુટે છે. તેમનો અડગ, નિડર અને ક્રાંતિકાર સ્વભાવજ એમના માનસનું પ્રતિબિંબ ધરે છે. ઓગસ્ટની લોકક્રાંતિની ચળવળ જો કે કોંગ્રેસની અહિંસાની નીતિથી વેગળી હતી છતાં એ હિંસા સરકારે હિંદમાં રચેલા હત્યાકાંડો જેટલી ઉગ્ર અને લોહી ખરડાયેલી તો નહોતીજ. હિંદ સરકારના વહીવટ સામે એ પ્રતિકાર મોરચો હતો છતાં બંગાલની ક્રાંતિ જેમ એમાં કોઇ ગોરા અમલદારના ખૂન કરવામાં આવ્યા નહોતા, એમાં સરકાર સામે બોમ્બના કાવત્રા ગોઠવવામાં આવ્યા નહોતા. એ પ્રતિકાર સત્તાવાળાઓની રાજવ્યવસ્થામાં, વ્હેવારમાર્ગોમાં બહુબહુતો અંતરાયો ઉભા કરવા પૂરતો જ હતો.

  

એથી જ્યારે નાગપુર છોડયા પછી અરૂણા બ્હેનનું વર્ધાના પ્રજાજનોએ ભવ્ય સન્માન કર્યું ત્યારે એ જંગી માનવ સમુદાયને ઉદ્દેશીને એમણે જે વાઇસરોયે એ ક્રાંતિની ચળવળ પ્રત્યે ટકોર કરી એને સામુદાયિક હિંસાના મોરચા તરીકે ઓળખાવી, તે ટકોરનો યોગ્ય પ્રત્યુત્તર આપ્યો. એમણે જણાવ્યું કે, "વેવલની સરકારને એ પૂછવાનો હક્ક નથી કે આપણે હિંસાનો આશરો લઇએ છીએ કે અહિંસાનો.

કેમકે તેના હાથ લોહીથી ખરડાયેલા છે. અલબત્ત, મહાત્માજી આ બાબતમાં આપણો ખુલાસો પૂછી શકે છે. એમણે કહ્યું કે 'હિંદ છોડો' ની માગણી ફરી ઉગ્ર બની રહી છે. ખોરાકની અછતને લીધે જનતાના સામુદાયિક મરણનો ભય શાસક સત્તાની ભયંકર બેદરકારીને પરિણામે ઉભો થયો છે. બંગાળનો દુષ્કાળ એની વિસાતમાં નથી. વ્યાપક પ્રમાણમાં અનાજની અછત માથે ઝઝૂમી રહી છે. પણ આપણે મોતની રાહ ન જોવી જોઇએ. ખેડૂતોને આપણે જણાવી દેવું જોઇએ કે તેમણે સરકારી અમલદારોની ફસાવટમાં આવીને પોતાનું ઉત્પન્ન આપી દેવું નહિ, પણ ગામોમાં અનાજની કોઠીઓ ભરીને પંચાયતો દ્વારા તેની યોગ્ય અને સમાન વહેંચણી કરવી. અને એ રીતે હિંદને ભુખે મારવા માંગતા વેવલના તંત્રને પડકાર કરવો. કોંગ્રેસ ઇચ્છે તો દેશમાં બરોબરીની સત્તા તરીકે ઉભી થઇ શકે છે. રાષ્ટ્રીય કટોકટીની આવી પળોએ બ્રિટીશ શાસન સાથે સહકાર કરવાથી તો આપણે માત્ર તેની પકડને મજબુત બનાવીશું. ૧૯૪૩ ના સૂત્રને યાદ કરો. રોટી માટેની લડાઇ એ આઝાદી માટેની લડાઈ છે. એક પણ દાણો શાસકોને ખવડાવવા માટે આપો નહિ. અને એક પણ પાઈ બ્રિટિશ માલ માટે ખર્ચો નહિ. વિશેષમાં એમણે કહ્યું કે આપણી સમક્ષ બેજ માર્ગ ઉઘાડા છે. ભુખમરાને પરિણામે મોતને ભેટવું કે બ્રિટિશ સરકાર હેઠળ ગુલામીમાં સડવું એ બે બાબતો છે. તેમાંથી એકની પસંદગી આપણે કરી લેવાની છે. હું તો તમને લડતાં લડતાં બહાદુરી પૂર્વક મોતને ભેટવાનો જ આગ્રહ કરીશ. ડોકિયા કરી રહેલા દુષ્કાળનો ભોગ બનવાનું કહીશ નહિ."

વર્ધાની આ વિરાટ જનસભામાં ભાષણ કરવા જ્યારે તેઓ ઉભા થયા ત્યારે ડો. મહોદયે એમના ગળામાં હારતોરા નાખ્યા હતા. એ પ્રસંગને અનુલક્ષી તેમણે કહ્યું કે, 'આ માન મને મળ્યું નથી. પણ અચ્યુત પટવર્ધન જેવા હજુયે ભુગર્ભમાં રહેલા સ્વતંત્રતાના સૈનિકોને

તેમજ રામમનોહર લોહીયા અને જયપ્રકાશ નારાયણ જેવા હજુયે કારાગૃહોમાં સબડી રહેલા દેશભક્તોને મળ્યું છે. એટલું જ નહિ આ સન્માનનો યશ બ્રિટિશ દમનનો ભોગ બનીને પોતાના મોંઘા જીવનો કુરબાન કરનારા ઓગસ્ટ ઠરાવના શહીદોને છે. આઝાદી મળે નહિ ત્યાં સુધી આપણે જંપીને બેસવાના નથી.

લોકોને હાકલ કરતાં આખરી લડતનો ઈશારો કરતાં એમણે કહ્યું કે, સરકારી જૂલ્મો આપણાં જુસ્સાને કચડી શક્યા નથી. જો કે આપણી અંદર જે આગ જલી રહી છે તે અત્યારે સહેજ ધીમી પડેલી છે, છતાં અનુકુળ વખતે તે ફરી ભડભડ બળવા માંડશે.

આ પછી એમણે ઓગસ્ટ ચળવળના કાર્યપ્રદેશનો વિસ્તૃત અહેવાલ ટાંકતા જણાવ્યું કે અજાણ્યા સ્થળોએ અમને ઉત્સાહભેર આવકાર મળ્યો નહોતો એમ કહેવું ખોટું છે. ભાગલપુર, સતારા, સંયુક્તપ્રાંત વગેરેએ મહત્વનો ભાગ ભજવ્યો છે. અમે જેલો ભરવા કરતાં બહાર રહીને આઝાદીની મશાલ સાથે દેશની સેવા કરવા માંગતા હતા. લોહીથી ખરડાયેલી સરકારને પૂછવાનો હક્ક નથી કે અમે હિંસક હતા કે અહિંસક? એ પૂછવાનો હક્ક તો ગાંધીજીને છે. આપણને બહાદુરોની અહિંસાનો પાઠ શીખવાયો છે. જો આપણે ગાંધીજીની અહિંસાને બરોબર સમજીને પચાવી હોત તો આપણે સ્વતંત્ર થઈ ગયા હોત. અમે હિંસક હતાં કે અહિંસક એના લવાદ તરીકે હું સરકારને નહિ પણ જનતાને નીમવાનું પસંદ કરૂં છું. આપણા બાપુ ગાંધીજી આગાખાન મહેલમાં ઉપવાસ કરી રહ્યા હતા ત્યારે જ આપણે લાચાર બન્યા હતા.

આગામી ચૂંટણીઓ પછી સ્વરાજ આવશે એવું રખે માની લેતા. ભાવિની લડત માટે તૈયાર રહો. બ્રિટિશ સરકાર થોડા વખતમાં આપણા પર પોતાનો માલ લાદવાનો પ્રયાસ કરશે, પણ એ માલનો

બહિષ્કાર કરજો. સરકારના આ બીજા મોરચા સામે એવી રીતે લડજો કે બ્રિટનને ઘૂંટણીએ પડીને આવવું પડે. અંતમાં તેમણે મહિલાઓને પણ આઝાદીની આ લડતમાં ઝૂકી પડવાનો અનુરોધ કરતાં કહ્યું હતું કે આષ્ટી અને ચીમૂરમાં સ્ત્રીઓનો જે શીલભંગ બ્રિટિશ કે હિંદી સૈનિકો કે તેમના આડતીયાઓએ કર્યો, તેવા બનાવોનું પુનરાવર્તન ન થવા દેવા માટે બહેનોએ ભાઈઓની સાથે આઝાદીના જંગમાં સાથ આપવો જોઈએ."

  

શ્રીમતી અરૂણાના આ બધા પ્રેરક પ્રવચનો પરથી એમ લાગ્યા વગર જણાતું નથી કે એમના રાજકીય જીવનને માત્ર મહાત્મા ગાંધીના સહવાસનો સ્વર્ણપાશ લાગ્યો નથી. આપણાં દેશની અહિંસક લડતમાં પ્રથમ જે મહિલાઓએ જંપલાવ્યું હતું એ શ્રીમતી સરોજીનીદેવી, શ્રીમતી વિજ્યાલક્ષ્મિ પંડિત, કમલાદેવી ચટ્ટોપાધ્યાય, પંજાબના એમના સહકાર્યકર સ્વ૦ સત્યવતીદેવી, વગેરેના અનેકવિધ પ્રેરણાના રંગોએ એમનું જીવન રંગાયું છે. એક શાંત કોન્વેન્ટમાં એકાંતમાં બેસીને જીસસ અને મેરીની કથાઓ સાંભળી સાધ્વી બની જવા ઉત્કંઠ બનેલી આ સ્ત્રીને રાષ્ટ્રદિક્ષામાં પલટાવવાનું કયા ક્રાંતિકારી બળોએ કામ કર્યું હશે એ પ્રશ્ન આપણને વિચારમાં મૂકી દે છે. એની સાથોસાથ સ્ત્રી અને પુરૂષના સામાજિક અને રાજકીય જીવનના આદર્શો જાણે ભેદભાવની મર્યાદા ભૂંસી નાખતા હોય એમ લાગે છે.

સ્ત્રી પણ પુરૂષ જેમ, અને જેટલી જ મહત્વની રાષ્ટ્રની કે સમાજની ઘટક હોય તો રાષ્ટ્ર અને સમાજને પોતાના જીવનનો અમૂક અંશ આપવો એ પ્રત્યેક સ્ત્રીની ફરજ છે. એનો અર્થ એવો નથી થતો કે સ્ત્રી પોતાની જવાબદારીઓને બાજુએ મુકીને અને

વીવાહીત જીવનના ધ્યેયને વીસારી પાડી આ કાર્ય કરવા માંગે છે. એ કહેવું તે બુદ્ધિવિભ્રમ પેદા કરવાનો પ્રયત્ન છે. આવતા યુગનું પરિબળ પીછાણ્યા વગર પુરને ખાળવાનો એ મીથ્યા પ્રયત્ન છે. આપણાં રાજકીય જીવનના રંગોએ રંગાયલી બધી મહિલાઓ શ્રીમતી સરોજિની, વિજ્યાલક્ષ્મી, કમલાદેવી, વગેરેના જીવનમાંથી આવી સંસારીક જવાબદારીઓ, કે વીવાહીત જીવનના ધ્યેય કે આદર્શો કયાંય અપૂર્ણ કે ખંડિત સ્થિતિમાં જોવામાં આવ્યા નથી. એટલું જ નહિ પૂજ્ય કસ્તુરબાના સામાજિક અને રાજકીય જીવનમાં એ આદર્શ અખંડપણે જળવાયો છે એ વિષે શંકા જેવું નથી. આ પ્રકારના મહિલા જીવનમાં સ્વેચ્છાચાર કયાંય જણાયો નથી. એમાં પુરુષ અને પ્રકૃતિના સંવાદી જીવનનો પડઘો સંભળાતો આવ્યો છે. જ્યાં એ વિસંવાદ ઉભો થયો છે એમાં પ્રગતિ અથવા પ્રકૃતિ કરતાં ભાવિએ ઉભા કરેલા અંતરાયો જ નડયા છે.

છેલ્લા બે વિશ્વવિગ્રહોએ સ્ત્રીઓની શારિરિક મર્યાદા હોવા છતાં જે મહત્વના કાર્યો પાર પાડયા છે તે સ્ત્રીઓનો જાગૃતિક વિકાસમાં મહત્વનો ફાળો ગણાશે. દેશ અને જગતના કસોટી કાળે જ્યારે પુરૂષનું પૌરૂષ રાષ્ટ્રીય ઘેલછાની વેદી પર હોમાતું હતું ત્યારે આંતરિક વહેવાર અને વ્યવસ્થાના બધા કાર્યો બહેનોએ જ સંભાળી લીધા હતા. એટલુંજ નહિ પણ કુશળતાથી સંભાળ્યા હતા. અને આ બે યુદ્ધ પછી સ્ત્રી જીવન પર ભારે અસરકારક પરિણામ આવ્યું છે. આજે એમના જીવનમાં મૂળભૂત ક્રાંતિ વ્યાપી ગઈ છે. આજે બહેનોએ જે શક્તિ મેળવી છે અને વિકાસ સાધ્યો છે, તે મેળવતાં શાંતિ સમયમાં કદાચ પચાસ વર્ષો નીકળી જાત. પણ યુદ્ધ જન્ય વિષમ પરિસ્થિતિએ આ સમયમર્યાદાને અતી ન્હાની કરી આખો પ્રશ્ન જલ્દી છોડી મુકયો છે. અને હવે એ વધતાં, ધસતાં પુરને ખાળવાનો ફોકટ પ્રયત્ન નિરર્થક જેવો લાગે છે.

આજે સરકારી કે ખાનગી, સામાજિક કે રાજકીય ભૂમિકામાં પણ આજ જ્ઞાન છે. આજે તેમનામાં પરવશતા, વિષમતા કે અન્યાય સહન ન કરવાની ભાવના જાગ્રત થઈ છે એ વાત સાવ સાચી છે. અને આ વૃત્તિ દિવસે દિવસે, વધુ ઉગ્ર, જોરદાર, અને વ્યાપક બનશે એ વાત નિશ્ચિત છે.

આ મહાયુદ્ધોએ તેમજ રાષ્ટ્રીય ચળવળોએ જગતને બતાવી આપ્યું છે કે સ્ત્રી એક સુગૃહિણી અને સુમાતા બની શકે છે તેની સાથોસાથ એના વિસ્તૃત ક્ષેત્રમાં પણ રાષ્ટ્રસંવર્ધની શક્તિ પણ બની શકે છે.

આજે જે ઉહાપોહ કરવામાં આવે છે તે પરિસ્થિતિની સમતુલાનો અભાવ બતાવે છે. વિવાહિત કે અવિવાહિત હો, સ્ત્રીઓને માટે સમાજ કે રાષ્ટ્રસેવા એ લાયકાતનો પ્રશ્ન નથી. પ્રસંગ મળતાં સ્ત્રીઓએ કોઈપણ કપરા સંજોગોને પહોંચી વળવાની પોતાની શક્તિ પૂરવાર કરી છે. પ્રશ્ન માત્ર ઇચ્છાનો જ છે. જો બહેનોને એમ લાગે કે મારા ઘર અને કુટુંબ ઉપરાંત મારે દેશ અને સમાજ પ્રત્યે પણ સંબંધ છે, અને તે પ્રત્યેની જવાબદારી અદા કરવી એ પ્રથમ કર્તવ્ય છે તો તેને અટકાવી શકાય નહિ, અને તેમ કરતાં અટકાવવી એ પાપ છે.

બહેનોની સમક્ષ આજે બહુ વિશાળ સામાજિક અને રાજકિય જીવન પડયું છે. આ પ્રશ્નોમાં સ્ત્રીઓએ રસ લેવો જોઇએ, અને તેનો ઉકેલ પોતે ન કરે અને સરકાર ઉપર કે સમાજ ઉપર આધાર રાખશે તો તે માટે સમય જોઇશે. જો એમના આ કાર્યમાં પુરુષો વિરોધ કરતા હોય તો તેનો વિરોધ કરવો એ ફરજ છે. આ કાર્યમાં વિવાહિત જીવન જો બાધક નીવડતું હોય, તો તે નિઃશંક રીતે પુરુષોના જીવનમાં

પણ તેટલું જ બાધક નીવડવું જોઇએ. આ રીતે સ્વતંત્ર ભૂમિકા ઉપર જ આ પ્રશ્નની વિચારણા કરતાં કેટલીક ગેરસમજુતી દૂર થશે. સમાજ કે રાષ્ટ્રસેવા એ સ્ત્રીને કે પુરૂષને ભુષણરૂપ છે. અને તેમાં કર્તવ્યપાલનની ઝમક છે. ઇશ્વરે પ્રાણીમાત્ર કરતાં મનુષ્યમાં જે બુદ્ધિ અને વાણીનું દાન આપ્યું છે તેનો યોગ્ય ઉપયોગ કરવો જોઇએ. માત્ર ખાવુંપીવું ને એશઆરામ કરવો એ જ માત્ર જીંદગીનું ધ્યેય હોય તો, વ્યકિત અને જગતનો વિકાસ તો બાજુએ રહ્યો, વિનાશ જ નજીક છે. વળી આ બાબતમાં એકજ વસ્તુ ધ્યાનમાં રાખવી જરૂરી છે. અને તે એ કે સમાજ કે રાષ્ટ્રસેવા કરનાર દંપતીમાં સહિષ્ણુતા અને અન્યોન્યને પૂરેપૂરા સમજી શકવાની શકિત હોવી જોઇએ. શ્રીમતી લીલાવતી મુન્શી, અને કનૈયાલાલ મુન્શીમાં એ અદ્વૈત દૃષ્ટિએ પડે છે. શ્રીમતી અરૂણા અને બેરીસ્ટર અસફઅલીમાં એ જાતનું અદ્વૈત ન હોય એવો સંભવ નથી. મને તો લાગે છે કે પરિચયના મુળમાં જ એ ભાવનાના તાંતણા તણાઇને એક થયા હશે. કારણ કે આ નવદંપતીનો પ્રાણ એકજ પોકાર કરે છે, એક જ ઝંખનાએ શ્વાસ લ્યે છે. એ પોકાર, એ ઝંખના હિંદમૈયાની આઝાદી માટેના છે. શ્રી અસફઅલી એમની આઝાદીની શબ્દઘોષણા વડી ધારાસભામાં કોંગ્રેસના નેતૃપદે રહી કરે છે. શ્રીમતી અસફઅલી વિરાટ સભાઓના મંચ પર ઉભાં રહીને કરે છે. તેઓ સોશ્યાલીસ્ટ વિચારસરણીના ભલે રહ્યા, એમને મન ગાંધીજીનું રચનાત્મક કાર્ય, અને તેમના સિદ્ધાંતો સમાજવાદ કરતાં અગત્યના અને વધુ આદરણિય છે. એટલે જ તાજેતરમાં જ્યારે તેઓ ગાંધીજીને વર્ધામાં મળવા ગયા ત્યારે ગળગળા થઈ ગયા હતા.

  

તેમને મન ઇન્ડોનેશિયનોનો પ્રશ્ન જેટલો અગત્યનો છે, એટલોજ અગત્યનો પ્રશ્ન ગુમાસ્તાઓનો, વિદ્યાર્થીઓનો, મીલ મજદુરોનો, અને

સ્ત્રી કાર્યકરોનો છે. એથી જ તેમણે મુંબઇમાં ઇન્ડોનેશિયન રીપબ્લીક દિન અંગે ચોપાટી પર મુંબઇના હજારો સ્ત્રી પુરૂષો, તેમજ જૂદી જૂદી સંસ્થાઓના હિંદુ મુસ્લીમ નાગરિકોની મળેલી સભામાં બુલંદ અવાજે કહ્યું કે, 'મુંબઈના આ શહેરીઓની આ સભા, ઇન્ડોનેશિયાની આઝાદ જનતાને અભિનંદન આપે છે. અને તેમની આઝાદીની લડત, જે સામ્રાજ્યવાદીઓ સામેની, બધાજ એશિયાવાસીઓની લડત પણ છે, તેમાં પોતાનો સહકાર વ્યકત કરે છે. આ બેઠક ઇન્ડોનેશિયામાં વપરાતી હિંદી ફોજો સામે વિરોધ પોકારે છે, અને ચેતવણી આપે છે કે અમારા ઇન્ડોનેશિયન ભાઇ-બહેનો સામે હિંદી ફોજેનો વધુ ઉપયોગ હવે સહી લેવામાં આવશે નહિ. અને માંગણી કરે છે કે ઇન્ડોનેશિયા, જેણે હિંદની પ્રજાની સંમતિ સાથે પોતાને આઝાદ જાહેર કર્યું છે અને પોતાનું રીપબ્લીક સ્થાપ્યું છે. તેમાંથી તાકીદે હિંદી ફોજો અને અન્ય વિદેશી ફોજોને પાછી ખેંચી લેવી.

શ્રીમતી અરૂણાએ વધુમાં જણાવ્યું કે, એશિયાના લોકોએ હવે આઝાદીનો નિર્ણય કરી લીધો છે. આપણે હવે અંગ્રેજો પાસે ભીખ નહિ માગીએ. ઇન્ડોનેશિયન ભાઇઓ આજે આઝાદ બન્યા છે. સામ્રાજ્યવાદીઓ નોંધીલે કે ઇરાન આફ્રિકા કે એશિયા કોઇ જગાએ હવે તેમનું રાજ ટકનાર નથી.

લોકશાહી અને ભાઇચારાની વાતો કરીને સાથી રાષ્ટ્રોએ આપણાં હિંદી બિરાદરોને મોટા પ્રમાણમાં સૈન્યમાં ભરતી કર્યા હતા. અમેરિકાએ કહ્યું હતું કે હવે કાળા-ગોરાના ભેદ નહિ રહે. પરંતુ એટમ બોંમના જોરે વિજય મેળવ્યા પછી આ લોકતંત્ર અને ભાઇચારાની વાતો ભૂલાઈ ગઇ છે. જાપાનીઓ જ્યારે જાવા, ઇન્ડોનેશિયા અને બર્મામાં સામે પડયા હતા, ત્યારે આ બહાદુર રાજ્યો ઉભી પુંછડીએ ભાગ્યા હતા. ડચ અંગ્રેજો કે ફ્રેંચો પોતાના સામ્રાજ્ય મુકીને નાઠા હતા. પણ વિજયી બન્યા કે તરતજ જેમના જોરે યુદ્ધો જીત્યા હતા,

જે દેશોને છોડીને ભાગ્યા હતા, એના ઉપર રહી હકુમતો સ્થાપી દીધી. બ્રિટને તો ડચો અને ફ્રેંચોને આ કામમાં સહાયતા કરી.

ઇન્ડોનેશિયન બિરાદરોએ તો ડો. સોકાર્નોના પ્રમુખપદે પોતાનું પ્રજાતંત્ર સ્થાપી દીધું છે. આપણે ઇચ્છીએ છીએ કે હિંદમાં પણ આવા સોકાર્નો પાકે અને હિંદમાંથી અંગ્રેજોને ભાગવું પડે અને ફરી કદી તેમનો પગ પણ હિંદમાં ન ફરકે. યુદ્ધ પછી બ્રિટિશ રશિયા અને અમેરિકાએ તેમણે આપેલા બધા વચનો તોડયા છે. તેમના ચાર્ટરો અને પરિષદો બધાજ તેમના પોતાના સ્વાર્થોમાં ફેરવાઇ ગયા છે. પણ એશિયાના લોકો તેમની બાજી પામી ગયા છે. તેઓ એશિયાના મુલ્કોમાં હવે રાજ કરી શકશે નહિ."

  

શ્રીમતી અરૂણાના મુંબઇના પ્રવચનો ચિરસ્મરણિય રહી જાય એવા છે. મુંબઇની મહિલાઓને કહેલા પ્રેરક શબ્દોની અસર આજે પણ તાજી લાગે છે. એ શબ્દોમાં જે જાગૃતિ છે, નવો પ્રવાહ છે, અને થનગનાટ છે, એ અજોડ છે. મુંબઇના ગુજરાતી સ્ત્રીમંડળના હોલમાં બહેનોની સભાને સંબોધતાં એમણે કહ્યું : તમે અબળા છો એવો ભ્રમ રાખશો નહિ. આષ્ટિ અને ચીમુરના અત્યાચારોનો બદલો લેવાનું ચૂકશો નહિ. સુભાષબાબુએ સ્થાપેલી આઝાદ હિંદ સેનાની ઝાંસીની રાણી પલ્ટણ જેવી હિંદમાં સ્ત્રીપલ્ટણ આપણે સ્થાપવી છે. આ પલ્ટણની તમે બધી બેનો સૈનિકો બની જજો. ઝાંસીની રાણી પલ્ટણ આપણે સ્થાપીશું પણ આપણું હથિયાર સમશેર નહિ હોય, આપણું હથિયાર ચરખો હશે, એનો ગુંજારવ હિંદના ગામડે ગામડે ફેલાવીને આપણે આઝાદીનો પયગામ પાઠવીશું.

શ્રીમતી અરૂણાએ આ પ્રસંગે મહિલા પરિષદ સાથેના પોતાના સંબંધોનો ઉલ્લેખ કરતાં જણાવ્યું હતું કે 'આ સભામાં મહિલા પરિષદે ભાગ નથી લીધો એથી મને આશ્ચર્ય થાય છે. હિંદની સ્ત્રીઓની જાગૃતિનો ઉલ્લેખ કરતાં એમણે વધુમાં કહ્યું કે, ૧૯૩૫ ના મીઠાના સત્યાગ્રહ પછી ગાંધીજીએ સ્ત્રીઓમાં અજબ જાગૃતિ આણી છે. તે પછીથી ૧૯૪૨ સુધી સ્ત્રીઓએ હિંદના રાજકારણમાં અગત્યનો ભાગ ભજવ્યો છે, આ અરસામાં હિંદની નારીશક્તિએ અજબ પ્રતિકાર અને પારાવાર સહિષ્ણુતા દાખવી હતી. તેમણે વનવાસી કાર્યકરોને આશ્રય આપ્યો હતો, અને સતારાના ગામડાઓની બહેનોએ તો વીરતાનો ઈતિહાસ સર્જ્યો છે.

'૪૨ માં બહેનોએ લાઠી અને ગોળીઓનો પણ બહાદુરીથી સામનો કર્યો હતો. આપણે ફરી એકવાર લડાઈ કરવાની તૈયારી કરીએ છીએ. બહેનો એમાં પાછી ન પડે એ જોજો. ૪'૨ ના આંદોલન દરમ્યાન આષ્ટિ અને ચીમુરની બહેનો ઉપર બ્રિટિશ ફોજોએ જે અત્યાચારો ગુજાર્યાં હતા એ ભૂલાય તેમ નથી. એ વખતે તેમને સહાય કરવા માટે અમે અસમર્થ હતાં.

પોતાની માનહાની અને શિયળભંગના કલંક પછી આ બહેનો આત્મહત્યા કરવા તૈયાર બની હતી. ત્યારે મેં એમને લખ્યું હતું કે જો તમે અપવિત્ર ગણાતી હો તો હિંદની પ્રત્યેક સ્ત્રી અપવિત્ર છે. તમે તો દેવીઓ છો. તમારે આપઘાત કરવા ન જોઇએ. પરંતુ આ બહેનો ઉપરના અત્યાચરોનો બદલો લેવા હવે તમે હિંદની નારીશક્તિ તૈયાર રહેજો. હવે ક્રાંતિની તૈયારી કરવાની છે. યુરોપની બહેનોનો તમે દાખલો લેજો. તેઓ લડાઇના મેદાનમાં રણચંડીની જેમ લડી હતી. ઝાંસીની રાણી ટુકડીએ પણ એવું જ વીરત્વ દેખાડયું હતું. તમે એમના વંશનીજ છો.

તમે એમ નહિ માનતા કે યુરોપની બહેનોને ઘણી સ્વતંત્રતા છે. તેઓ સામાજિક રીતે આપણાથી વધુ સ્વતંત્ર છે. પણ રાજકીય સ્વતંત્રતા તો યુરોપ અમેરિકાની બહેનોને પણ હજી સાંપડી નથી. કોંગ્રેસી બહેનો માટે તો આ એક કપરી કસોટી છે. એમને તો બધા સાધનો દ્વારા કોંગ્રેસને મજબુત બનાવવાની છે, અને કોંગ્રેસના જ આશ્રયે નવો જંગ આરંભવાનો છે.

છેવટે શ્રીમતી અરૂણાએ હિંદની આઝાદી અગર ગુલામીનો આખરી ફેંસલો લાવવા માટે ફરી નવી લડતનો પયગામ સુણાવ્યો હતો. અને એ માટે સ્ત્રીઓનું મજબુત સંગઠ્ઠન ઉભું કરવાની ઘોષણા કરી હતી. બહેનો એમાં જોડાય અને તલ્વારને સ્થાને ચરખાને અપનાવીને આઝાદીની કુચ ગામડે ગામડે લઈ જાય એવો પડકાર કર્યો હતો.

મુંબઈમાં શ્રીમતી અરૂણાનો સત્કાર ભવ્ય રીતે થયો હતો. જેટલો સમય એ આ મહાનગરીમાં રહ્યા એ સમયમાં એમણે સંખ્યાબંધ ભાષણો આપ્યાં હતાં. એમાંના કેટલાક ભાષણો અહીં ગ્રંથસ્થ કરવામાં આવ્યાં છે, બહુ થોડા મળી શકયા નથી. ઠેર ઠેર એમના દર્શને માનવમેદની ઉલ્ટી પડતી હતી. ઠેર ઠેર એમને હારતોરાથી લાદી દેવામાં આવતાં હતા, કારણ કે આ નૂતનયુગની નારીશકિતનું એ પ્રતિક છે.

  

દાદરના શિવાજીપાર્કમાં ગુમાસ્તા મહામંડળ અને મુંબઈ વિદ્યાર્થી કોંગ્રેસ એમ બે સંયુકત સંસ્થાઓના ઉપક્રમે ગોઠવાયેલી સભામાં રણ-ઘોષણા કરતાં એમણે કહ્યું કે, ‘ વાટાઘાટ માર્ફત આઝાદી નહિ આવે. ૧૯૪૨ ની લડત અને ‘ હિંદ છોડી ચાલ્યા જાવ ’નો અંગ્રેજોને કરેલો પડકાર અમે ભૂલી શકીએ નહિ. વાટાઘાટો મારફત અથવા ધારાસભા-

માંથી હિંદની આઝાદી આવવાની નથી. આપણે ભાવિ લડત માટે તૈયારી કરવાની છે. ભાષણ કરવાનો આ જમાનો નથી. કામ કરો અને લડતની તૈયારી કરો.

તમે બધાં મારૂં સ્વાગત હારતોરાથી કરી રહ્યા છો. પણ મને મળેલું આ માન મારૂં સ્વાગત નથી, પરંતુ દેશને માટે બલિદાન આપનારા ૪૨ની લડતના વીરોનું સ્વાગત છે. ૪૨ ની ૯ મી ઓગસ્ટે આજ સ્થળે, શિવાજીપાર્કમાં સાંજના સમયે સ્વ. પૂજ્ય કસ્તુરબા આ ધ્યાન શરૂ કરવાના હતા. તેમની ગીરફતારી પછી દાદરની જનતાએ બ્રિટિશ હકુમતનો બહાદુરીથી સામનો કર્યો હતો. તે ભૂલાય એમ નથી. આ ફુલહારોનો ઢગ એ મારા જેવી મામુલી અબળા અરૂણા માટે નથી, પરંતુ એ તો સ્વ. કસ્તુરબા તેમજ ૪૨ ની લડતના શહીદો માટે છે, હું તો તેમના પ્રતિકરૂપ છું.

'૪૨ ની લડત સફળ ન બની પણ બ્રિટને હિંદી જનતાનું જીવન રૂંધી દેવાનો નિર્ણય કર્યો હતો ત્યારે હિંદના ક્રાન્તિકારી કાર્યકર્તાઓએ કોંગ્રેસના અદના સીપાઇઓની માફક ભૂગર્ભમાં રહીને, બ્રિટિશ સત્તાની સામે માથું ઊંચક્યું હતું. અને શિર માટે લડી લેવાનો નિર્ણય કર્યો હતો. એ લડતમાંથી બહાદુર, કુરબાની દેનારા અડગ હિમ્મતવાન ક્રાંતિકારી નવજુવાનો બહાર આવ્યા છે. આજે જયનાદો તો એમના નામના થવા જોઈએ. આજે એમાંના કેટલાય નવજુવાનો જેલના સળિયા પાછળ પડયા છે.

હિંદે કોઇપણ દેશની મદદની આશા નહિ રાખવી જોઇએ. બ્રિટનની સમાજવાદી સરકાર અથવા તો અમેરિકા કે ચીન આપણને મદદ નહિ કરે, પણ આપણે પોતાની તાકાત પર ઉભા રહેવાનું છે."

  

બંગાળ, આસામ, સંયુક્ત પ્રાંતો, આંધ્ર મહારાષ્ટ્ર તેમજ બીજા અન્ય પ્રાંતો જેમ મુંબઇ ઇલાકાએ ઓગસ્ટની ચળવળમાં અગ્રણીભાગ ભજવ્યો હતો. શ્રીમતી અરૂણાએ એને યોગ્ય અંજલી ચોપાટી પરની ૧૪ મી જાન્યુઆરીની સભામાં આપી હતી. પ્રમુખસ્થાને શ્રી. નગીનદાસ માસ્તર બીરાજ્યા હતા. મુંબઇની એકત્ર થયેલી વિરાટ જનતાને યોગ્ય પ્રશંશાથી નવાજતાં એમણે કહ્યું કે, "આજે તમને શું કહેવું અને શું ન કહેવું એ વિચારી રહી છું. સવા ત્રણ વર્ષ સુધી હું ચૂપ રહી હતી. ૧૯૪૨ પછીનો જમાનો ભાષણો કરવાનો નહોતો. બ્રિટિશ હકુમતની સામે શિર ઉઠાવવાનું મુશ્કેલ બન્યું હતું. એ વખતે કોંગ્રેસે 'હિંદ છોડો 'નો ઠરાવ કર્યો હતો. મુંબઈ જેવા મહાનગરમાં ઘણા નેતાઓ આવે છે. ભાષણો કરે છે. હું જે કાંઈ કહું તે એક અદના સિપાઇની રીતે કહીશ.

છેલ્લા આઠ દસ દિવસથી ચારે તરફ હું 'જયહિંદ'ના પોકારો સાંભળું છું. વિજયનું તેજ બધાની આંખોમાં જોઉં છું. મારી આંખોમાં આંસુ આવી જાય છે, અને હું પુછુંછું કે વિજયનાં ચિન્હ કયાં છે? તેનો જવાબ મળતો નથી.

છતાં એ ખુશાલી અને એ વિજયની રોશનીથી તમે મારૂં સ્વાગત કરો છો, પણ એ મારૂં સ્વાગત નથી. પણ દેશની લડતમાં સફળતા મેળવનારા અને બલિદાન આપનારા અસંખ્ય હિંદી વીરોનું સ્વાગત કરો છો. અંગ્રેજી હકુમતને હિંદી જનતાએ બતાવી આપ્યું કે અમારી જીભે હજારો તાળાં મારો, ઘરોમાં અમને બંધ કરી દો. પણ જાગ્રત થયેલી હિંદી જનતાની ક્રાંતિની આગેકુચ રોકાવાની નથી. એકની જગા પર હજારો ક્રાંતિ કરનારા વીરો મેદાને પડશે.

મુંબઈ શહેર ક્રાંતિકારીઓનો કિલ્લો છે. અનેક ધાકધમકી જુલ્મો વગેરેનો ભય વહોરીને પણ મુંબઈ શહેરે ક્રાંતિકારીઓને આશ્રય આપ્યો

હતો. તેમના તરફથી મુંબઇના નાગરિકોને હું ધન્યવાદ આપું છું. એ ક્રાંતિકારીઓ મુંબઈમાં ભેગા થતા, આઝાદીથી હરતા ફરતા. અમારી હિમ્મત અને શકિત અહીંના અનેક અજાણ્યા માનવીઓએ વધારી હતી. મને આપેલા આ ફુલહાર મારે માટે નહિ પણ એ અણજાણ માણસો, જેમણે અડધીરાતે, એક શબ્દ કહેતાં, વિના સંકોચે, કશા પણ ભય વિના તેમના દરવાજા અમારા માટે ખુલ્લા કરી દીધા હતા તેમને માટે છે. આ જ શહેરમાં 'હિંદ છોડી ચાલ્યા જાવ'નો ઠરાવ કોંગ્રેસે કર્યો હતો.

'૪૨ ની લડત દરમ્યાન આઝાદ હિંદ રેડિયો સામાન્ય હતો, ત્યારે એ રેડીયો કેવળ રેડીયો નહોતો પણ એક મોરચો હતો. એ રેડીયોના સંચાલક ડો. રામમનોહર લોહીયા હજી જેલમાં છે. તેના પર ખૂબ સીતમ ગુજર્યો છે. તેમના પિતા પણ ગુજરી ગયા, છતાં તેઓને હજી જેલમાં રાખ્યાં છે.

મુંબઇના આઝાદ હિંદ રેડીયો સ્ટેશન પર કામ કરનાર બહાદુર બહેન ઉષા મહેતા હજી પણ એકલી બીમાર હાલતમાં જેલમાં પડી છે. પોલીસ દરોડો પાડશે એવો ભય હતો છતાં પણ ઉષા બહેન ડગ્યા નહિ.

એ પછી શ્રીમતી અરૂણાએ ગુપ્ત કામ કરનાર કાયર હોતા નથી એમ જણાવી, ભરૂચના કાર્યકર્તા શ્રી છોટુભાઈ પુરાણી, સ્વ. કોટવાલ વગેરેની યાદ આપી હતી.

૯ મી ઑગસ્ટે નેતાઓની ગીરફતારી થઇ ત્યારે ચારે તરફ મને પીસ્તોલ, લાઠી, ટીયરગેસ લઇને અંગ્રેજ સત્તા ઉભેલી દેખાઈ હતી. તે વખતે 'હિંદ છોડી ચાલ્યા જાવ'ની કોંગ્રેસે હાંક મારી હતી. ગાંધીજીએ 'કરો યા મરો'નું સૂત્ર ઉચ્ચાર્યું હતું. આ સંજોગોમાં જેમ જેને ઠીક લાગ્યું તેમ કર્યું. અમે બધાએ પક્ષાપક્ષી ભૂલી જઇ કેવળ

દેશની આઝાદી માટે જ લડવાનો નિર્ણય કર્યો. જો જનતા આ વેળાયે સાથ ન આપે તો ગાંધીજી મરણાંત ઉપવાસ કરશે એવું અમે સાંભળ્યું હતું. ગાંધીજીને બચાવવા માટે અમને જેમ સૂઝ્યું તેમ 'હિંદ છોડી ચલે જાવ'ના ઠરાવનો અમલ કર્યો. અમે કોંગ્રેસ અને ગાંધીજીને એ માટે જવાબદાર લેખતા નથી.

આ પ્રસંગે એમણે બંગાળના દુષ્કાળનો ઉલ્લેખ કરતાં કહ્યું કે, 'બંગાળનો દુકાળ કોઇ હિંદી કે બંગાળી સહેલાઇથી ભૂલે એમ નથી. વળી જો એવી પરિસ્થિતિ ફરીવાર ઉભી થઇ તો અમે લડતા લડતા મરશું. ખોરાક ઝુંટવી લેશું, અને કોઇને ભુખ્યા નહિ મરવા દઇએ. મોત આવશે તો જીંદગીમાં એકવાર." અંતમાં તેમણે નેતાઓ તેમજ જનતાને બ્રિટિશ સરકારના વચનોમાં વિશ્વાસ નહિ મૂકતાં આઝાદીની લડત શરૂ કરવાને જણાવ્યું હતું. 'આઝાદી ધારાસભામાંથી નહિ આવે પણ કીસાન કામદારોના સંગઠ્ઠનમાંથી આવશે, એમ જણાવી બ્રિટિશ માલનો સંપૂર્ણ બહિષ્કાર કરવાની સલાહ આપી હતી."

  

આ અગાઉપણ સ્પષ્ટ ઈશારો કરવામાં આવ્યો છે કે શ્રીમતી અરૂણાની નીતિ સમાજવાદી વિચારસરણીના આધારે ઘડાયેલી છે. મુડીવાદીઓને તેઓ શા કારણે નિંદે છે એનો જવાબ આ પ્રવચનમાં તેઓ આપે છે. એમાં જરા જેટલો ડંખ નથી, માત્ર નિર્દોષ એખલાસ છે. આ એકરાર પાછળ તેમનું સ્વચ્છ માનસ નીતરે છે. ૧૮ મી જાન્યુઆરી શુક્રવારની સાંજે મુંબઇની હર્ષઘેલી જનતાના પુષ્પહારો અને સ્વાગતથી પ્રેરાઈને એમણે જણાવ્યું કે,

"મારા જેવી એક અણજાણ અબળાને આ ફુલના હાર અર્પણ કરો છો. એ મારે માટે નથી. પરંતુ એક મહાન પુરૂષની પત્નિ તરીકે

જેલમાં જઇને ત્યાં પોતાનું બલિદાન આપ્યું છે એને માટે છે. સત્કાર મારે શાનો? આ સત્કારના ભોક્તા છે અમારો વનવાસ સફળ બનાવનારાઓ. તારીફ પણ અમારી નહિ એમની કરજો.

ઑગસ્ટ ગુપ્ત પ્રવૃત્તિઓનો ઇતિહાસ જણાવતાં શ્રીમતી અરૂણાએ કહ્યું કે, "અમારી પાસે એવા કાર્યકરો હતા કે જેમણે આસમાનના તારાઓ હેઠળ રાતો ગુજારી હતી. આવા સિપાહીઓ અમારા હાથપગ બની રહ્યા હતા. એ ક્રાંતિકારી વિદ્યાર્થીઓ અને નવજુવાન સિપાહીઓ પોલીસના હાથમાં ઝડપાયા પછી પણ અનેક અત્યાચારો સહન કરવા છતાં તેમણે કોઇનાં નામો આપ્યાં ન હતાં, ઠેકાણા બતલાવ્યા ન હતા. ક્રુર અને અશ્લિલ અત્યાચારો સામે પણ આ નવજવાનો ખામોશ રહ્યા હતા. એક વાત પણ ન બતાવી. અમારૂં સંગઠન તૂટી પડે એવી એકપણ કડી નોકરશાહીને તેમના હાથમાં સોંપી નહિ. પ્રસિદ્ધિ કે ગુણગાનની એમને ખેવના ન હતી. આમાંના ઘણા યુવાનો હજી પણ જેલમાં છે. તેઓ પ્રતિજ્ઞા કરી રહ્યા છે કે ક્યારે હિંદ આઝાદ થાય અને અમને મુક્ત કરે.

કદાચ અમને નેતાઓ પૂછશે કે આટલી જલદ આગ તમે કેમ ફેલવો છો? પણ બાપુના ઉપવાસની પળે ઘેરા બનેલા વાતાવરણે અમને મુંઝવ્યા, અને આ માર્ગ લીધો. બાપુને બંદીખાને નાખનારી બ્રિટિશ સલ્તનત સામે અમે ક્રાંતિ પોકારી.

શ્રીમતિ અરૂણાએ અમેરિકા તરફ આશાની નજરે જોવા સામે પણ આંગળી ચીંધી હતી. તેમણે જણાવ્યું: ગાંધીજીના ઉપવાસ હતા ત્યારે અમેરિકી પ્રતિનિધિ ફીલીપ્સને દરમ્યાનગીરી કરવાની વિનંતિ કરવામાં આવી હતી. ત્યારે રોકડો જવાબ મળ્યો હતો; 'એ તો બ્રિટન અને હિંદની વાત છે. એમાં અમારાથી ન પડાય.'

મને કહેવામાં આવે છે કે તમે '૪૨ પહેલાં સમાજવાદી ન હતાં. તો હવે કેમ બન્યા? શા માટે મુડીવાદીઓને નિંદો છો? એનું કારણ પણ ઉપર મુજબનું છે. બાપુના ઉપવાસ વખતે મેં મારા હાથે ધનપતિઓને પત્રો લખેલા. કૃપા કરીને લિનલીથગોને મળો. બાપુની જીંદગી બચાવો. એમનો જવાબ મળ્યો. અમારા હાથબંધ છે. અમે લાચાર છીએ. તમને મદદ કરી શકીએ એમ નથી. એજ ઉદ્યોગપતિઓ આજે બ્રિટનના ઉદ્યોગપતિઓ અને ધનપતિઓ સાથે કરારનામાઓ કરીને હિંદમાં બ્રિટિશ માલ ખડકી રહ્યા છે. બ્રિટિશ માલ પર હિંદની છાપ મારીને વેચી રહ્યા છે. આ છે એમના માટેની મારી ઘૃણા.

આજે અમે લડતની વાત કરીએ છીએ. સમજુતીમાં માનતા નથી. અમે એટલીને કે એની મજુર સરકારને ઓળખતાં નથી. અમે તો પીછાનીએ છીએ મુંબઈની પોલીસને: આજે ભાષણો અને ઠરાવો કરવાનો જમાનો નથી. ભાષણ તો આજે હું કરૂં છું, કોને ખબર છે કાલે અથવા હવે પછી વર્ષો સુધી હું કદાચ તમારી સમક્ષ આવી પણ નહિ શકું. આજે જરૂર છે માત્ર કામ કરવાની. લડત માટે તૈયાર થવાની. ગાંધીજીએજ આપણને અસહયોગનો મંત્ર આપ્યો છે. એ માર્ગે આઝાદી આવવાની છે. હિંસા અને અહિંસા તો માત્ર સાધનો છે. અસહયોગ એક મહત્વનો ઉપાય છે. ગાંધીજીના આ અસહયોગ પછી આજે ચાલીસ કરોડની આંખોમાં નવી રોશની દેખાય છે. આજે સવાલ છે ગાંધીજીના આ અસહયોગને આપણી દૃષ્ટિમાં સમાવવાનો.

કોંગ્રેસના પ્રધાનમંડળો શું કરશે? ધારાસભાઓમાં જઈને કોંગ્રેસના પ્રધાનો નોકરશાહીને નાબુદ કરી શકશે? તેઓ ગોળીઓ ચલાવીને હજારો નિર્દોષોના જાન લેનારા આ બધા પોલીસોને દૂર કરી શકશે? તેઓ જેલોના બારણાં ઉઘાડા કરી શકશે? મને ખબર છે કે '૪૨ પહેલાં પણ કોંગ્રેસ પ્રધાનમંડળો હતાં. પણ '૪૨ નો ઠરાવ થયો અને

નોકરશાહી જોરમાં આવી અને આ પ્રધાનોને જ ગીરફતાર કર્યા. એટલે કહીએ છીએ કે આઝાદી સમજુતી કે ધારાકિય કાર્યક્રમદ્વારા આવનાર નથી.

અમે જાણીએ છીએ કે, આ કામ કપરૂં છે. પણ '૪૨ ની લડત પછી એને પાર પાડવાની અમે શ્રદ્ધા રાખીએ છીએ. સરિતાના પાણીને રોકીને વીજળી પેદા કરવામાં આવે છે. એ રીતે હિંદની ૪૦ કરોડની જનશક્તિને એવે માર્ગે વાળીશું કે જેથી વખત આવ્યે "તેઓ દેશમાં રચનાત્મક કાર્યનો વેગ વધારે."

  

એજ અરૂણાએ ફરીવાર ગુરૂવાર તા. ૧૮ મીની સંધ્યાએ ચોપાટીની રેતીમાં તેમને સાંભળવા ઉત્કંઠ બનીને આવેલા વિશાળ જનસમુદાયને બ્રિટિશોએ આપેલા આઝાદીના વચનને ખોટું તેમજ ગેરરસ્તે દોરનારૂં ગણાવ્યું હતું. બ્રિટિશ માલના બહિષ્કાર માટેનો તેમનો ઉગ્રપોકાર ફરીવાર આ સભામાં આવેગપૂર્વક જાગૃત બન્યો હતો. તેમણે કહ્યું:

"હિંદની આઝાદી આવી રહી છે એવી માન્યતા સેવવી એ ભુલભરેલું છે. આઝાદી ધારાસભાઓમાં જવાથીએ આવવાની નથી, બ્રિટિશ સરકાર પણ આપવાની નથી. સ્વતંત્રતા નહિ પણ ગુલામી આવી રહી છે. આઝાદીની લાલચ આપીને બ્રિટન હિંદને જાળમાં સપડાવી રહ્યું છે."

એમણે કહ્યું "લડત માટે તૈયાર બનો. જ્યારથી હું ગુપ્ત વાસમાંથી બહાર આવી છું ત્યારથી કહું છું કે નવી લડત માટે કમ્મર કસો. હિંદમાં ઢગલાબંધ ખડકાનારા બ્રિટિશ માલનો બહિષ્કાર કરીને આ લડતના કાર્યક્રમના મંડાણ માંડો."

આ પછી એમણે ઓગસ્ટ ક્રાંતિના છૂપા કાર્યકરોની કહાણી રજુ કરીને તેમને પ્રશસ્તીભરી અંજલિ આપી હતી. શ્રીમતિ અરૂણાએ ગદગદિત કંઠે પ્રવચન આગળ લંબાવતાં જણાવ્યું કે,

“ આજે હું તમારી સમક્ષ ઉભી છું, પણ મારી હાલત પરેશાન જેવી છે. દિલમાં ડર છે. શું કહું, શું ન કહું એનું ચિંતન હું કરી રહી છું. મારી કહાણી તમને કહેવા માગું છું. કોંગ્રેસના સૈનિકનું કામ આજ સુધી સભા અને સરઘસો ભરવાનું હતું. પણ ૧૯૪૨'ના આંદોલન પછી એ માર્ગ બદલાયો. હું એક સૈનિક તરીકે મારી કથા કહી સંભળાવીશ.

'૪૨ ની લડતમાં છૂપી દુનિયામાં રહીને જેમણે લડત ચલાવી છે તેમને માટે તમને કહીશ. વર્ષો સુધી બ્રિટિશ સલ્તનતની એડી નીચે ચગદાઇને મજબુત બનેલા આ સૈનિકોએ '૪૨ ની લડતમાં બ્રિટિશ સલ્તનત સામે ક્રાંતિ પોકારી અને પોતાનું શિર ઝુકાવ્યું નહિ. આ સૈનિકોને મુંબઇએ આશ્રય આપ્યો હતો. એમના માટે મુંબઇના હજારો ઘરોના દ્વાર ખુલી ગયા હતા. મુંબઇની જનતા નિડર બની હતી. એ માટે મુંબઇને ધન્યવાદ ઘટે છે.

ઓગસ્ટના આંદોલનો વખતે ઘણી વાતો અખબારો પ્રસિદ્ધ કરી શક્યા ન હતા. ત્યારે ક્રાંતિકારોએ મુંબઇમાં રેડીયો મથક સ્થાપીને મુંબઇ કોંગ્રેસના નામે દેશને દોરવણી આપી. એના સંચાલક રામમનોહર લોહિયા આપણી વચ્ચે નથી. લાહોરના કિલ્લામાં એમના ઉપર અનેક પ્રકારના અત્યાચારો ગુજારવામાં આવ્યા છે.

આ કાર્ય માટે બહાદુરીપૂર્વક સાથ આપનારી ઉષા મહેતાને પણ આપણે ભૂલી શકીએ તેમ નથી. આજે તે યરવડા કારાવાસમાં દિવસો પસાર કરી રહી છે. ગુજરાતના ૬૦ વર્ષના વૃદ્ધ શ્રી છોટુભાઇ પુરાણીએ જુવાનોને શરમાવે એવી અડગતા અને જુસ્સો દાખવ્યો હતો. મારી

જનતાને વિનંતિ છે કે, તમે નેતાઓના જયનાદોના પોકાર કરો છો તો આ લોકોને પણ ન ભૂલો. ક્વચિત ઉષા મહેતાની જય કે લોહિયાની જય પણ પોકારો. અને એ રીતે એમણે દાખવેલી પારાવાર મુશ્કેલીઓને સ્મરણપટ પર લાવી મૂકો.

અમે જેલ બહાર રહીને સેવા કરવાનો નિર્ણય કર્યો તે કોની મંજુરીથી કર્યો ? એ સવાલ તમે કદાચ પૂછશો. અમારા નેતાઓને જેલમાં પૂરવામાં આવ્યા. અમે ચારે તરફ અંગ્રેજોને લાઠીઓ, ટીઅર-ગેસ, અને ગોળીઓ અમારા દેશબાંધવો પર વર્ષાવતા જોયા. અને અમે લોખંડી નિર્ધાર કર્યો કે 'ચાલીસ કરોડ હરગીઝ નહિ દબેંગે !' તમે ફરી કહેશો કે કોની મંજુરીથી આ નિર્ધાર કર્યો ? તો અમે કહીશું કે આઠમી ઓગસ્ટના ઠરાવની મંજુરીથી અમે આ નિર્ધાર કર્યો હતો. ઠરાવનો આદેશ હતો: પ્રત્યેક માનવી આઝાદ થઇને ફરે. સુઝે તે કરે.

ગાંધીજીનો આદેશ હતો, 'કરેંગે યા મરેંગે' અમારી સામેના આ બે આદર્શની મંજુરીથી અમે સુઝયું તે કર્યું. ક્રાંતિની આંધીમાં અમે અમારી કીસ્તી છોડી મૂકી. અમારી નૈયાની સફર કોઇ પક્ષ માટે ન હતી. હિંદી આઝાદી માટેની અમારી સફર હતી. અમારી કીસ્તી આંધીમાં વ્હેતી હતી. તૂટી જાય વા પાર ઉતરે એ તો કોઇના હાથની વાત નથી. હજી પણ જરૂર પડશે તો આવતીકાલે પણ અમે આજ રાહ લઇશું.

અમને ભય હતો કે જનતા નિર્બળ બનીને બેસી રહેશે તો ગાંધીજીને દુઃખ લાગશે. એ ઉપવાસ કરશે. આથી અમે નિર્ણય કર્યો ગજબનાક પ્રતિકાર કરવાનો. અમે એક યા બીજા માર્ગે આઝાદીની લડતને આગળ ધપાવી.

કોંગ્રેસના ૪૨ ના ઠરાવને પડકારે જનતા જાગી. ગાંડી બની

અને જે કર્યું એની જવાબદારીમાંથી છટકવાનો પ્રયત્ન કરે તો એના માટે શોભાસ્પદ ન ગણાય. હા, જે કાંઈ થયું તે અહિંસાની વિરૂદ્ધ થયું, એમ કોંગ્રેસ અમને કહી શકે છે અને અમે એ માન્ય રાખીશું. કોંગ્રેસને કહીશું એ અમારો દોષ છે.

બંગાળના ભુખમરાના ખપ્પરમાં ૩૫ લાખ માનવીઓ હોમાયા એની યાદ આપતાં શ્રીમતી અરૂણાએ જણાવ્યું કે આજે ફરી આવા ભુખમરાના ઓળા હિંદ પર ઝઝુમી રહ્યા છે. માટે હોશીયાર રહો. ૩૫ લાખના મોત પછી હવે બીજા એક કરોડના મોત આપણે થવા દઈશું નહિ. બ્રિટિશ સલ્તનતને દેખાડી દઈશું કે હવે એક કરોડ માનવીઓ તરીકે મરીને મરણ નહિ પામે. લડતા લડતા મરશે. અનાજ છીનવી લઈને ખાશું પણ કુતરાના મોતે નહિ મરીએ. વીરની જેમ મરીશું. નહિ તો આવનારી પ્રજા કહેશે કે ૩૫ લાખના મોત પછી પણ હિંદની આંખ ન ઉઘડી. આમાંથી આપણે કઇ રીતે પાર ઉતરીશું એનો વિચાર કરી લેવો જોઈએ.

અંગ્રેજી હકુમતના બળવાન પંજાને ખસેડવો એ આસાન કામ નથી. આમાં આજે આપણે કેટલીક કમજોરીઓ પણ વેઠી છે. આપણા કેટલાક નેતાઓ માને છે કે હિંદ આઝાદ થઈ ગયું છે, હિંદની રાષ્ટ્રીય ભાવના પીછાનીને બ્રિટનની સરકાર હિંદને આઝાદી આપી દેશે.

ગાંધીજી, પં. નહેરૂ અને વલ્લભભાઈ જેવા આપણા નેતાઓએ આપણને જગાડયા છે. આઝાદી માટે લડતા બનાવ્યા છે. આપણે એમને નમ્રતાપૂર્વક કહેવા માગીએ છીએ કે આઝાદી આ રીતે આવનાર નથી. ધારાસભાઓમાં જવાથી આઝાદી આવશે નહિ. અંગ્રેજો આપણને સ્વતંત્રતા આપનાર હોય તો આજે કલકત્તા અને મુંબઈમાં ગોળીઓ ચાલતી ન હોત. લોહિયા જેવા હજી જેલમાં ન હોત. અમારા નેતા-

ઓને અમે વિનવીએ છીએ. આ આઝાદી નથી. એક નવી જાળ છે જે નવી ગુલામી માટે પથરાઈ રહી છે.

બ્રિટન અને હિંદના પુંજીપતિઓની સમજુતીઓ હિંદની ગુલામી વધારી રહી છે. આઝાદી સમજુતીનો હાથ લંબાવવાથી આવનાર નથી. આઝાદી સંઘબળ અને સતત લડતથી આવશે. હિંદના મજુરોની લડતથી આવશે. આઝાદી મુડીદારો અને ઉદ્યોગપતિઓ નહિ લાવે. માટે આઝાદી લાવવા માટે આપણે બીજા જંગની તૈયારી કરવી પડશે.

અમારા નેતાઓની મોટરો પર ત્રિરંગી ઝંડો ફરકતો. કાઉન્સીલમાં જ્યાં યુનીયન જેક ફરકતો હતો ત્યાં તે પહોંચશે. એ વખતે પણ ગોરાઓ હજી હિંદમાં રહે તો તે અમે સહન કરી લઇશું. પરંતુ એ વખતે પણ લોહિયા જેલમાં હશે તો અમે કોંગ્રેસના પ્રધાનો પાસે જઇને જેલની ચાવી માંગીશું.

આપણે બધા વજ્રસમાન બની જઇએ. આપણે લડતની તૈયારીમાં પડવાનું છે. ક્રાંતિના સાચા સિપાહી થતાં પહેલાં ત્યાગ અને સન્યસ્ત અપનાવવા પડશે. ગામેગામ જઈને પંચાયતના રાજનો ડંકો વગાડવો પડશે. સામ્યવાદી બિરાદરોને સમજાવો કે બ્રિટનની લોકશાહીનો તમારો ફરેબ છોડો.

આવતી આ લડતના પ્રથમ દાવ તરીકે શ્રીમતી અરૂણાએ બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાનો પડકાર કર્યો હતો. તેમણે જણાવ્યું હતું કે બ્રિટન હવે લડાઈનો માલ બનાવતું નથી. યુદ્ધના પાંચ વર્ષનો ખર્ચો ઉભો કરવા માટે હિંદમાં વેચવા માટેનો માલ બનાવી રહ્યું છે. આ માલનો મુકમ્મીલ બહિષ્કાર પોકારજો, અને દેશને આવતી આફતમાંથી બચાવી લેજો.

આપણી જરૂરીયાતોને આપણે પછી પહોંચી વળીશું. ગામેગામ ચરખો ચલાવીશું, આપણું આ કામ કોંગ્રેસના આશ્રયે જ કરવાનું છે. કોંગ્રેસ તો જનતાની સંસ્થા છે. ચાલીસ કરોડની સંસ્થા છે, અને એને આ રીતે આપણે બળવાન બનાવીને બ્રિટિશ હકુમતને ખતમ કરી દેવી છે.

  

વિલેપારલે તાલુકા કોંગ્રેસ સમિતિના આશ્રયે પારલાની ગોકળીબાઈ હાઇસ્કુલના મેદાનમાં ભરવામાં આવેલી સભામાં એકઠા થયેલા વિશાળ માનવસમુદાયને ઉદ્દેશીને પ્રથમ સભાપતિ શ્રી. વી. વી. રાનડેએ શ્રીમતી અરૂણાનો પરિચય આપતાં જણાવ્યું કે,

'હિંદમાં બેઠેલા નવીનયુગના એક પ્રતિક તરીકે આપણે અરૂણાને સત્કારીએ છીએ. ૧૯૪૨ ના ઑગસ્ટ મહિના અગાઉ એમને કે એમના સહકાર્યકરોને જનતા પીછાનતી નહોતી. પણ ઓગસ્ટની લોકક્રાંતિમાં આ વીર પુરૂષો અને મહિલાઓએ આગેવાની લઈ આપણા દેશની સરકારના અમાનુષી જુલ્મો અને સીતમો સામે મોરચા માંડયા, ત્યારેજ જનતા એમને ઓળખતી થઈ. ક્રાંતિએ એ બધાંને આપણી સમક્ષ મૂક્યાં. મારે કહેવું જોઈએ કે અરૂણાએ એ લડતમાં અનોખો વેગ પૂર્યો હતો.'

શ્રીમતી અરૂણાએ સભાપતિના આ પ્રવચનનો જવાબ વાળતાં જણાવ્યું કે 'પ્રમુખના આ કથન સાથે હું મળતી થાઉં છું. મારો પરિચય યોગ્ય રીતે અપાયો છે. ૧૯૪૨ પહેલાં બહુ થોડાં માણસો મને ઓળખતા હતા. ક્રાંતિએ જ અમારામાં રહેલી શક્તિ અને જાગૃતિનું ભાન અમને કરાવ્યું.

દેશની સામાન્ય જનતા વિષે પણ એમ જ કહી શકાય. તે જાણતી નહોતી કે તેમનામાં કેવી પ્રબળ શક્તિ છુપાયેલી પડી છે. એ શક્તિ આ દેશની વિદેશી હકુમતનો સામનો કરી શકે એમ હતી. જનતા કને કંઈ હથિયાર કે દારૂગોળાનોસરંજામ ન હતો. સરકાર પાસે એમાંનું સર્વ કાંઈ હતું. જનતાને તેની શક્તિનું ભાન થયું હતું, અમને પણ અમારી શક્તિનું ભાન થયું. અમે જેલમાં પુરાવા માંગતા નહોતા. જ્યારે મારા સહકાર્યકરોને જેલમાં પૂરવામાં આવ્યા, ત્યારે અમે બાકીનાઓએ ગુપ્ત વાસમાં રહી લડત ચાલુ રાખવાનો નિર્ધાર કર્યો.

અમે જેલમાં જવાનું શા માટે નાપસંદ કર્યું એનું પણ એક કારણ હતું. અમારા કાને એવી અફવા આવી હતી કે જો લડતને ત્રણ અઠવાડિયા સુધી પૂરતી સફળતા નહિ મળે તો આપણાં પૂજ્ય ગાંધીજી અપવાસ પર ઉતરે એમ હતા. એથી અમે લડતને વેગ આપવા ઝુકી પડ્યા. એ દુર્ભાગીપળો ન આવે એ માટે જ અમે ભુગર્ભમાં રહીને લડતને વેગ આપવા અને દેશના હિતને રક્ષવા આત્મભોગો આપવાનું નક્કી કર્યું.

શ્રીમતી અરૂણાએ વધુમાં જણાવ્યું કે, બ્રિટિશ સરકાર અને તેના એજન્ટો એવી માન્યતા નીચે હતા કે દેશમાં ચારેકોર એકાએક જાગી ઉઠેલો આ જુવાળ, અગાઉથી વ્યવસ્થિત રીતે યોજાયેલો હોવો જોઈએ. આ વિચારે મને એમની દયા આવે છે. અમારા પાસે એવી પ્રથમથી નક્કી કરેલી યોજનાઓ જ ન હતી. અમારા આગેવાનો કને પણ એવી યોજનાઓ ન હતી. દેશમાં ચારેકોર ચેતેલો આ ભડકો એકાએક જાગ્યો હતો. આપણી સરકાર અજાયબીમાં પડી ગઈ. તેણે ત્યારના હિંદ ખાતેના સચીવ લોર્ડ લિન્લીથગોને એક સંદેશામાં પણ એમજ જણાવ્યું કે, દેશનેતાઓને જેલના સળિયા પાછળ પૂર્યા પછી પણ સામાન્ય જનતા બ્રિટનના સશસ્ત્ર બળનો આ રીતે નિડર સામનો કરશે એવું કોઈના ધાર્યામાં પણ ન હતું.' જનતાએ મૃત્યુની બીક વગર

સરકારના પશુબળનો અહિંસક સામનો કર્યો. ઘણાં માણસોએ દેહના બલિદાન ચડાવ્યાં. એ શહીદોનાં નામ ભલે સુવર્ણના અક્ષરોએ ન અંકાય પણ તેમના નામ આપણી આઝાદીની લડતની તવારીખમાં લોહીના અક્ષરોએ જરૂર લખાશે.

સરકારને એ ભાન નહોતું કે આઝાદીની લડતના પિતા પૂજ્ય ગાંધીજીનો પ્રભાવ લોકશક્તિ પર કેવી અસર ઉપજાવશે. એનું ભાન એને બહુ મોડું થયું. સર સ્ટેફર્ડ ક્રિપ્સ નિરાશ થઈને વિદાય થયા, અને ઓગસ્ટની ચળવળનો આરંભ થયો, એ બન્ને પ્રસંગો વચ્ચે જે સમય ગયો તેનો ઉપયોગ મહાત્માજીએ પૂરેપૂરો કરી લીધો હતો. એટલે જ્યારે જનતા વચ્ચેથી એમને ઉપાડી જવામાં આવ્યા, અને જેલમાં પૂર્યા ત્યારે એમણે છાંટેલા જાદુએ અજબ કામ કર્યું. એ મંત્રના શબ્દો સાવ સાદા હતા. જનતામાં આથી નવીન જાગૃતિ આવી.

વર્તમાન રાજદ્વારી પરિસ્થિતિ વિષે બોલતાં શ્રીમતી અરૂણાએ કહ્યું કે, યુદ્ધ પૂરૂં થતાં આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં આવેલા ફેરફારોને લીધે આપણા શાસકોએ આપણાં પ્રત્યેની તેમની વલણમાં થોડુંક પરિ-વર્તન આણ્યું છે. પણ આપણે એમના ભ્રામક શબ્દોની જાળમાં સપડાઈને ભુલાવામાં પડવું ન જોઈએ. બ્રિટિશ શાહીવાદ લથડિયાં ખાય છે. તેના અસ્થિર પગ ધ્રૂજે છે કારણ કે તે આ દેશની ધરતીના કાદવમાં ખૂંચેલા છે. આપણે બધા મળીને એવો સંગઠિત પ્રયત્ન કરીએ કે આ ધરતીપરથી એનો પગ નીકળી જાય, અને આપણે હંમેશને માટે તેમની પકડમાંથી મુક્ત બનીએ.

આજે આપણાં નેતાઓ જે સમાધાનીનો માર્ગ અખત્યાર કરી રહ્યા છે એ માર્ગે આ મુક્તિ નહિ આવે. એ માટે શાહીવાદના મૂળમાં ઘા કરવો પડશે. આ મૂળ તેનો વેપાર છે. આપણે તેના માલનો સંપૂર્ણ બહિષ્કાર કરવો અને તેને કોઈ જાતનો કાચો માલ પૂરો ન

પાડવો. આમ થાય તો જ આ દેશમાં તેઓ જે કાવાદાવા રમી રહ્યા છે તેનો તાત્કાલિક અંત આવે.

વધુમાં પ્રાંતોમાં આવનારી પ્રાંતિક રાષ્ટ્રિય-સરકારો સંબંધી ઇશારો કરતાં જણાવ્યું છે કે, આપણે તેમની કસોટી કરીશું. અને જોશું કે તેઓમાં રાષ્ટ્રિય તત્વ કેટલું છે? આપણે તેમની કસોટી તેમના હાથમાં આવનારી સત્તાની ચકાસણી કરીને કરીશું, કે જે સત્તાથી તેઓને આપણાં બધા જેલના સળિયા પાછળ પડેલા રાજદ્વારી કેદીઓને મુક્ત કરવા પડશે. તેમને મળનારી એ સત્તાના અમલથી તેમણે આષ્ટિ અને ચીમુરના જુલ્મોના તકસીરવાનોને શોધી તેમને યોગ્ય સજા કરવી પડશે. આપણે તેઓની આકરી કસોટી બીજી અન્ય રીતે પણ કરીશું. આપણે જોઇશું કે આ રાષ્ટ્રિય સરકારો બ્રિટિશ યુનીયનજેકને કયાં સુધી નિભાવી લ્યે છે કે જે ધ્વજે આપણાં ત્રિરંગી ઝંડાનું વારંવાર અપમાન કર્યું છે. આ બધી રીતે આપણે આપણી રાષ્ટ્રિય સરકારોની પરિક્ષા કરીશું. જો તેઓ એ કસોટીઓમાં નિષ્ફળ નિવડશે તો આપણે તેમનો સામનો કરીશું.

તાજેતરમાં મુંબઇના બારામાં પડેલા 'તલ્વાર' વગેરે જહાજોના હિંદી સાગર સૈનિકોએ સરકાર સામેના ઉગ્ર અસંતોષનાં કારણે શહેરમાં તોફાનો અને ખુલ્લો બળવો કર્યો, ત્યારે શ્રીમતી અરૂણા અસફઅલી મુંબઇમાં જ હતા.

હિંદી નાવિકોનો પ્રકોપ ફાટી નીકળ્યો હતો. તેમણે ગુરૂવાર તા. ૨૧ મીથી રવિવારની ૨૪ મી ફેબ્રુઆરી ૧૯૪૬, સુધીમાં શહેરમાં જે ઉલ્કાપાત મચાવ્યો તેના વિસ્તૃત અહેવાલો વર્તમાનપત્રોમાં પ્રગટ થઇ ચૂકયા છે. નાવીકોના આ બળવાને શ્રીમતી અરૂણા સાથે સંબંધ હતો એમ કેટલાક માને છે. પણ ખુદ શ્રીમતી અરૂણા એ બળવામાં કેટલે

અંશે સંડોવાયા હતા એ તેમણે તાજેતરમાં કરેલા એક અખબાર જોગા નિવેદનમાંથી મળી આવે છે. એમનું નિવેદન નીચે પ્રમાણે છેઃ

"હિંદી સાગર સૈનિકો હડતાલ પર ઉતર્યા અને તેમણે શહેરમાં જે તોફાનો કર્યા જેના પરિણામે સંખ્યાબંધ નાગરિકોને સહન કરવું પડયું, એ મામલામાં હું કેટલે અંશે દોષિત છું એની વિગતો મારે સ્પષ્ટ કરવી જોઈએ. મારા એમાંના હિસ્સા વિષે ઘણી ખરી અફવાઓ ઉડી છે. એથી એ નાવીકોની લડતનો આરંભથી અંત સુધીનો અહેવાલ મારે રજુ કરવો જોઈએ.

મુંબઈમાં મારૂં આગમન થયું એમાં મારા કેટલાક સહકાર્યકરોને મળવાની મારી તીવ્ર ઉત્કંઠા હતી. એટલું જ નહિ છેલ્લા ત્રણ વર્ષથી બહાર આવેલા લડતના નવા બળોને લક્ષ્યમાં લઈ કોંગ્રેસ જે કાર્યક્રમ યોજે એને ઉપાડી લેવાની મારી તીવ્ર ઇચ્છા હતી. મુંબઇમાં મારા માનમાં જે સભાઓ ભરવામાં આવી હતી તેમના પ્રમુખસ્થાનેથી મારી ભાવનાનો ધ્વનિ મેં જનતા સમક્ષ વહેતો મૂકયો હતો. હું જોતી હતી કે લશ્કરના કેટલાક માણસો પણ મારા પ્રવચનો હોંસથી સાંભળતા આવતા હતા.

ગયા શનિવારે હિંદી સાગર સૈનિકોના કેટલાક પ્રતિનિધિઓએ નૌકા કાફલામાં જે ઉગ્ર વાતાવરણ સર્જાઇ રહ્યું હતું અને તેમને જે જે મુશ્કેલીઓ નડતી હતી એનાથી મને વાકેફ કરી. સોમવારે મને ખબર આપવામાં આવ્યા કે નાવીકો હડતાલ પર ઉતર્યા હતા અને તેમણે અપવાસ પણ આદર્યા હતા. તેમણે મારી સલાહ માગી કે તેમણે કઈ પદ્ધતિએ આગળ જવું ?

તેમને મેં શાંતિ જાળવવા કહ્યું અને એક હડતાલ સમિતિની રચના કરી તેના ઓધ્ધેદારો ચૂંટવા જણાવ્યું. તેમની માંગણીઓ

જ્યારે મારા ધ્યાનમાં આવી ત્યારે મેં જોયું કે એ માંગણીઓમાં તેમણે કેટલીક રાજદ્વારી બાબતો પણ સંડોવી હતી. મેં તેમને આ મિશ્ર માંગણીઓને અલગ અલગ પાડી નાખવા સમજાવ્યા અને માત્ર તેમની નોકરીને લગતી જ માગણીઓ તેમના નૌકા અધિકારીઓ સમક્ષ મૂકવા જણાવ્યું.

મેં નાવીકોને એમની નોકરીની સ્થિતિ અને ફરિયાદો સુધારવા પુરતી એમની લડત મર્યાદિત રાખવા પણ કહ્યું હતું. અને આઝાદ હિંદ ફોજના સૈનિકોને છોડવાની અને એવી બીજી માગણીઓ આગળ કરી, તેમની લડતને રાજદ્વારી સ્વરૂપ નહિ આપવા મેં તેમને સમજાવ્યા હતા.

આ પછી તેમના પ્રતિનિધિઓ ફરીવાર મને મળ્યા અને મને તેમની વતી વચ્ચે પડવા વિનંતિ કરી. એટલું જ નહિ તેમની સભામાં આવીને ભાષણ કરવાનું આમંત્રણ તેઓએ મને આપ્યું. આથી મને લાગ્યું કે, તેમની આ વાજબી લડત માટે તેમને રાષ્ટ્રિય બળનો ટેકો જોઇતો હતો. ત્યારે મેં તેમને સરદાર વલ્લભભાઈ પટેલની સલાહ લેવાની સૂચના કરી હતી. કારણ કે મુંબઇમાં એ સમયે તેઓ જ કોંગ્રેસની સર્વોચ્ચ પ્રમાણભૂત વ્યક્તિ ગણાય. મેં તેમને વધુમાં એવી સુચના કરી કે તેમણે એક મધ્યસ્થ સમિતિની પણ રચના કરવી અને તે માટે જહાજના પ્રતિનિધિઓને ચૂંટવા.

આમ થાય તો તેઓનું સંગઠનબળ અતૂટ થાય એમ પણ મેં તેમને જણાવ્યું. મેં તેમની સભામાં જવાની કે ભાષણ કરવાની ના પાડી હતી કારણ કે નાવીકોનો અમુક ભાગ પ્રાંતિક મુસ્લીમ લીગની સલાહ સૂચના લેવા માગતો હતો. આથી મેં સંપૂર્ણપણે કોંગ્રેસનો ટેકો આપવાની તેમને ના પાડી. છતાં મારે મુંબઇની બહાર જવાનું

હતું એટલે મેં વિદ્યાર્થીઓ, મજદુરો અને બીજા કાર્યકરોને તેઓની લડતને ટેકો આપવા સમજાવ્યા હતા. વધુમાં કદાચ નાવીકોને ખોરાકની તંગી પડે તો તે પૂરો પાડવાની પણ મેં કાર્યકરોને સૂચનાઓ આપી હતી. અને હું પુના ઉપડી.

પુનાથી હું જ્યારે મુંબઈ પાછી ફરી, ત્યારે મેં જોયું તો નાવીકોએ વાતાવરણ ઉગ્ર કરી મૂક્યું હતું. અખબારોમાં તેમના અધિકારી ગોડફ્રેના વાયુ પ્રવચનોએ આંધી મચાવી હતી. તેમણે નાવીકોને ધમકી આપી હતી. 'શરણે આવો, નહિતર તમારો નાશ થશે.' ગોડફ્રેના પ્રવચનોએ દારૂમાં દીવાસળી ચાંપી હતી. અને પરિણામે શહેરમાં ત્રણ દિવસ સુધી તોફાનો ફાટી નીકળ્યા. પણ તેમાં નાવીકો કરતાં મોવાલીઓ વિશેષ જવાબદાર હતા.

શ્રીમતી અરૂણાએ સરદાર પટેલે આપેલી સલાહ સંબંધી ઈશારો કરતાં જણાવ્યું કે, નાવીકોનો ઉદ્દામવર્ગ સરદાર પટેલની બીનશરતી શરણાગતી સ્વીકારવાની આનાકાની કરતો હતો. પરિસ્થિતિ વધુને વધુ તંગ બન્યે જતી હતી. નાવીકોએ જો તેમની માગણીઓ બાર કલાકની અંદર ન સ્વીકારાય તો શહેર પર બોંબમારો કરવાની ધમકી આપી હતી. એથી એમણે પંડિત નહેરૂને તાર કરીને અહીં આવવા જણાવ્યુ જેથી પરિસ્થિતિ અંકુશ નીચે આવે. મુંબઈમાં ફાટી નીકળેલું આ તોફાન લગભગ ત્રણચાર દિવસ સુધી ચાલુ રહ્યું હતું. શહેરના ગુંડાતત્વે એમાં સર્વોપરી ભાગ ભજવ્યો હતો. અને મીલીટરીએ પરિસ્થિતિને કાબુમાં લેવા જે બેફામ ગોળીબાર કર્યો એના વૃતાંતો મુંબઈના અખબારોએ આપ્યા છે. પણ આ બધામાં શ્રીમતી અરૂણા કેટલે અંશે દોષપાત્ર છે એ તો આપણે એમના નિવેદનમાંથી જાણી શકયા છીએ. જોકે આ જાતના લશ્કરી મામલામાં વચ્ચે પડવા માટે તેમને ગાંધીજી સહીત બીજા નેતાઓ સાથે અથડામણમાં આવવું પડયું હતું. તેઓએ

અરૂણાની આ પ્રવૃત્તિને ભુગર્ભપ્રવૃતિ ગણાવી હતી. અને હવે જ્યારે એવી પ્રવૃતિની કશી જરૂર નથી અને 'બીન કાયદેસર' કોંગ્રેસ પરથી સરકારી પ્રતિબંધ ઉઠાવી લેવાયો છે, ત્યારે અરૂણાએ ખુલ્લો મોરચો ઉભો કરવો જોઇએ એવી પણ સલાહ અપાઈ હતી. છતાં ગાંધીજી અને ખુદ પંડિત નહેરૂને આ વિદુષી નારી માટે અપૂર્વ સન્માન છે અને તેમની ૧૯૪૨ ની ભુગર્ભમાંની પ્રવૃતિને તેઓ તરફથી અંજલિઓ પણ મળી છે.

❦ ❦ ❦

# ઓગસ્ટનો ઠરાવ



ચારે કોર જ્યારે યુદ્ધની જ્વાલાઓ સળગતી હતી. બ્રિટનના પૂર્વના બંદરો એક પછી એક જાપાનના હાથમાં અત્યંત સહેલાઈથી પડવા માંડ્યા હતા, ત્યારે હિંદ ભય, શંકા અને ભુખમરાથી ઘેરાઈ ગયું હતું. સર્વત્ર અંધકાર છવાયો હતો. હિંદ પર ત્યારે જાપાની ચઢાઈનો ભય ઝઝુમતો હતો. ત્યારે કોંગ્રેસ ગરદન મરડીને ઉભી થઈ. એ સમય ૧૯૪૨નો હતો. એ અરસામાં કોંગ્રેસે ઓગસ્ટનો ઠરાવ પસાર કર્યો.

હિંદી જનતામાં એ ઠરાવથી નવો ચેતનમંત્ર ફુંકાયો. નવો પ્રાણ થનગનવા લાગ્યો. દેશના નવલોહીયા આગળ ધસી આવ્યા. જયપ્રકાશ નારાયણ, લોહીયા, અચ્યુત પટ્ટવર્ધન, અરૂણા, વગેરે એ સમયના કોંગ્રેસના કાર્યકરો મોવડીઓ બનીને આગળ ધસ્યા, અને તેમણે એકત્ર બનીને સરકાર સામે લડતના મોરચા માંડ્યા. તેમની આંખોમાં નવી ચમક હતી. અખૂટ ધૈર્ય અને શ્રદ્ધા હતા, કારણ કે એ ચમક આઝાદીની હતી. બ્રિટિશ રાજના જુલ્મો અને ત્રાસ સામે અણનમ રહી જનતાની શક્તિનું ભાન તેમને કરાવવું હતું. અને એથી જ તેમણે મુંબઈમાં થયેલા એ. આઈ. સી. સી. ના ઓગસ્ટના

એ ઠરાવને આતુરતાપૂર્વક ઝડપી લીધો. અરૂણા અને બીજાઓ જેમણે આ લડતમાં ઝુકાવ્યું, એ ક્રાન્તિવીરોની ગુપ્તવાસની કથાઓમાં જનતાને રસ છે. તેમની અનેક આશ્ચર્ય પમાડે એવી ઘટનાઓ જ્યારે બહાર આવવાનો પ્રકાશ શોધી રહી છે, એ ટાણે જેમાંથી આ લોકક્રાંતિ જન્મી, ભુગર્ભના કાર્યકરોએ સરકાર સામે લડત જારી રાખી, એ ઓગસ્ટના ઠરાવ વિષે પ્રજા જાણવા આતુર હોય એ નિઃશંક છે.

૧૯૪૨ ની એ. આઈ. સી. સી. માં જો એ ઠરાવ પસાર ન થયો હોત. ગાંધીજીએ 'કરો યા મરો'નું સૂત્ર ન પોકાર્યું હોત, અને જનતાને વ્યક્તિ સ્વાતંત્ર્ય ન આપ્યું હોત, તો અત્યારે આપણી સમક્ષ અરુણા ન હોત, એમની રોમાંચક કથાઓ નહોત. હમણાં તો સરકારે અરુણા સામેનો જાહેર પ્રતિબંધ ઉઠાવી લીધો છે, એથી જ એમની પ્રવૃતિઓ પ્રકાશનો માર્ગ જોઈ શકે એમ છે. ગાંધીજી, પંડિત નહેરૂ, મૌલાના આઝાદ, વગેરે દેશનેતાઓ આ ઓગસ્ટનો ઠરાવ ઘડવામાં કેમ મક્કમ થયાં એ કોંગ્રેસનો આંતરિકમંથનોનો ઇતિહાસ જાણવા જેવો છે.

૧૯૪૨ ના એ વર્ષમાં બ્રિટિશ સરકાર જાપાન સામેના યુદ્ધમાં સંડોવાઈ હતી. જાપાન આગળ વધતું જતું હતું. એક પછી એક નૌકામથકો તેના હાથમાં પડવા લાગ્યા હતા. તેના બોમ્બ ચીતાગોંગ, કલકત્તા, વિઝાગાપટ્ટમ, વગેરે સ્થળોએ વર્ષવા માંડયા હતા, ત્યારે હિંદની જનતા ચિંતાતુર આંખોએ બ્રિટિશ બાજુ મીટ માંડી રહી હતી. તે વિચારમાં પડી હતી, કયો માર્ગ લેવો? આંતરિકબંધનો તો દેશને બાંધી જ રહ્યા હતા, ત્યાં બહારથી જાપાનના નવા હલ્લાનો ભય દેશને ગભરાવી રહ્યો હતો.

૧૯૪૧ માં જ્યારે બધા દેશનેતાઓને જેલમૂક્તિ મળી ત્યારે તેઓ દેશ ઉપર આવી રહેલા જાપાનના નવા ભયનો સામનો કઈ

રીતે કરવો એ વિચારમાં પડી ગયા. પણ બચાવ શી રીતે થઇ શકે? જ્યાં સુધી બ્રિટિશ સરકાર ઉપરવટ થઇને બેઠી હતી. બધો શસ્ત્ર સરંજામ, દારૂગોળો, આર્થિક નિયંત્રણ બધું તેનાજ હાથમાં હતું. જ્યારે હિંદ નિઃશસ્ત્ર હતું. ગયા આખા વર્ષ દરમ્યાન ચાલેલી સત્યાગ્રહની ચળવળે બ્રિટિશ વલણમાં કાંઈ ફેરફાર કર્યો નહતો. મૌલાના આઝાદ પણ મક્કમ હતા. ૧૪ મી ડીસેમ્બર ૧૯૪૧ ના દિવસે હિંદી એસોસીએટેડ પ્રેસના પ્રતિનિધિને આપેલી મુલાકાતમાં તેમણે કહ્યું કે 'આ તબક્કે કોંગ્રેસની નીતિમાં કાંઇ પરિવર્તન લાવવું અશક્ય છે. કારણ કે છેલ્લા પંદર મહિનાઓ થયા બ્રિટિશ સરકારની વલણમાં કાંઈ ફેરફાર થયો હોય એવો એક પણ બનાવ અમારા જોવામાં આવ્યો નથી. આવી પરિસ્થિતિમાં કોંગ્રેસ એની નીતિમાં ફેરફાર લાવે એ મને સૂઝતું નથી.'

બીજી બાજુ સત્યાગ્રહ બંધ પડયો હતો. જનતા કાંઇ રચનાત્મક કાર્યક્રમ વગર અસ્વસ્થ બનીને બ્રિટિશ સરકાર કોંગ્રેસની માગણીઓને નમતું આપે એ જોવા અધીરી બની હતી. જ્યારે સરકાર તરફથી કાંઈ ખાસ પરિણામ ન આવ્યું ત્યારે તેમને શાહીવાદ પ્રત્યે એક પ્રકારનો અણગમો ઉભો થયો. પંડિત જવાહરે પ્રજાની હીણાયેલી લાગણીઓનો એ પડઘો ૧૭ મી ડીસેમ્બર ૧૯૪૧ ના દિને એક અખબાર પરિષદમાં પાડયો. તેમણે કહ્યું :

'કોંગ્રેસની બહારના માણસો જ્યારે હિંદ અને બ્રિટિશ સરકાર વચ્ચે કોઇ જાતનો મેળ સાધવાની વાતો કરી રહ્યા છે, ત્યારે તેમણે જાણવું જોઇએ કે હમણાં જનતાનો બ્રિટિશ પ્રત્યેનો અણગમો ખૂબ પ્રમાણમાં વધી ગયો છે. છેલ્લા પચાસ વર્ષના મારા રાજકીય જીવનના અનુભવોમાં બ્રિટિશ પ્રત્યેનો આ અણગમો અને કડવાશ મેં ક્યારેય જોયા નથી."

એકકોર મહાત્મા ગાંધી જેમણે ૧૯૪૨ ની આ લડતનો મોરચો ઉભો કર્યો હતો તેમની લાગણી પણ દુખાઈ હતી. અને સરકારે કોંગ્રેસની માગણીઓનો અસ્વીકાર કર્યાથી તેઓ વધુ છેડાઇ ગયા હતા. ૭ મી જુન ૧૯૪૨ ના 'હરિજન'માં એમણે લખ્યું કે, "છેલ્લા બાર મહિનાઓથી હું તો કહેતો આવ્યો છું કે આ લડતથી કોઇપણ પક્ષનું પલ્લુ વિજય તરફ નમ્યું નથી. છતાં એમ માનવું કે સરકાર જ્યારે થાકશે ત્યારે સમાધાની કરવા હાથ લંબાવશે, એ મારે મન તો માત્ર કલ્પના જેવું લાગે છે."

કોંગ્રેસમાં બરાબર આ સમયે બે પક્ષો પડી ગયા. એક પક્ષે યુદ્ધમોરચા પરના બન્ને કેન્દ્રો સાથે તટસ્થનીતિ ધારણ કરવાનું નક્કી કર્યું હતું. તેમાં ગાંધીજી સાથે સરદાર વલ્લભભાઇ, રાજેન્દ્રબાબુ, આચાર્ય કીપલાણી, ડૉ. પ્રફુલ્લ ઘોષ, અને બીજાંઓ હતા. બીજા પક્ષે યુદ્ધ મોરચા પરના પ્રગતિવાદી કેન્દ્રને ટેકો આપવાનો નિર્ણય કર્યો. તેણે તટસ્થતાની નીતિ એક કોર મૂકી. એ નોન બેલીજરન્સી પક્ષમાં પંડિત જવાહર સાથે મૌલાના આઝાદ, પંડિત પંત, અને શ્રી અસફઅલી જોડાયા હતા.

બારડોલી ખાતે થયેલી મંત્રણાઓમાં મહાત્મા ગાંધીના તટસ્થ પક્ષે પંડિત નહેરૂને બ્રિટિશ સરકાર સાથે સમાધાની પર આવી શકાય એ જાતના સિદ્ધાંતોએ ફાસીઝમ સામેના આ વિશ્વયુદ્ધમાં એ પક્ષને ટેકો આપવાનું નક્કિ કર્યું. એટલું જ નહિ તેણે યુદ્ધના પ્રગતિવાદી કેન્દ્રને બીનશરતી નૈતિક ટેકો આપવાનું પણ નક્કિ કર્યું. આ રીતે પંડિત નહેરૂના પક્ષવાદીઓએ પ્રગતિવાદીઓ, સોવિયેટ રશિયા, અને ચીનની પ્રજાને અભિનંદન અર્પતો ઠરાવ પણ ઘડી કાઢ્યો. આ ઠરાવથી એવું પ્રતિત થયું કે કોંગ્રેસની બધી સહાનુભૂતિ જેઓ પોતાની આઝાદી માટે લડી રહ્યા છે, અને જેઓ ભીડમાં પડયા છે તેમની તરફેણમાં

હતી. આમ આડકતરી રીતે ગાંધીજીના પક્ષે એવી જાહેરાત કરી કે રાષ્ટ્રીય ધોરણે માત્ર સ્વતંત્ર હિંદજ દેશનો બચાવ હાથમાં લઇ શકે.

બારડોલી ખાતેના આ ઠરાવનો વિરોધ કરવામાં આવ્યો. ગાંધીજી સહીત એમના ચાર સાથીઓનો કોંગ્રેસમાંના બીજા પક્ષોએ સામનો કર્યો. આ તબક્કે સરદાર પટેલે ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ સમિતિની બેઠક બોલાવી, જેમાં ગાંધીજીએ એ ઠરાવની ચોખવટ કરી. તેનો અહેવાલ ૧૮ મી જાન્યુઆરીના 'હરિજન'માંથી નીચે પ્રમાણે મળે છે.

'બારડોલીના આ ઠરાવનો અર્થ એવો થાય છે કે સરકાર તરફથી કોંગ્રેસને જો એવી ખાત્રી અપાય કે તે આપણને યુદ્ધ પછી સંપૂર્ણ આઝાદી આપશે, તો કોંગ્રેસ સલ્તનતને જીવાડવા માગે છે. આનો અર્થ એવો કરવાનો નથી કે આ કંઇ સોદો છે. પણ એવી શરતો માત્ર મુકવામાં આવી છે. આ સોદામાં જો મારે ઉતરવું હોય, તો મારે ખુલ્લું એ પ્રમાણે જણાવી દેવું જોઇએ."

ઉપરોક્ત ઠરાવ ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ સમિતિએ ૩૬ વિરૂદ્ધ ૨૭ મતોએ પસાર કર્યો હતો. વધુમાં જાન્યુઆરી ૧૯૪૨ માં વર્ધા ખાતેની એ. આઇ. સી. સી. ની મીટીંગમાં પ્રસ્તુત ઠરાવમાં જે વાંધો પડયો તેનું સમાધાન થયું. અને રાજેન્દ્રબાબુએ તેમના પક્ષની સાથે એ ઠરાવને અનુમોદન આપ્યું. ૧૭ મી જાન્યુઆરીના 'ટાઇમ્સ ઓફ ઈન્ડિયા'ની આવૃત્તિમાં એ વિષે પ્રગટ થયેલો અહેવાલ આ પ્રમાણે છે.

"આવા સમયમાં દેશને યુદ્ધમાં ધકેલવો એ અમારા મત મુજબ ખરેખર ભૂલ ભરેલું છે. આ ઠરાવથી પ્રતિત થાય છે કે આપણે દુશ્મનોનો હથીઆરો વતી સામનો કરવો એ અમે માનીએ છીએ કે દેશના હિતમાં નથી. સાથેસાથ અમે એમ પણ માનીએ છીએ કે

હથીઆરો વતી સામનો કરવાનો ઠરાવમાં જે નિર્દેશ છે એનો અર્થ એવો નથી કે આપણે આજથીજ હથીઆરો ઉઠાવવા. એવું ત્યારે જ શકય બને જો બ્રિટિશ સરકાર હિંદને આઝાદી આપવાની જાહેરાત કરે, અને હિંદનો વહીવટ કરવાની બધી સત્તા આપણાં હાથમાં મુકે. પણ એવું કંઇ બને એવા ચિન્હ આજે જણાતા નથી."

છેવટે એવા નિર્ણય પર અવાયું કે ગાંધીજી તેમજ પંડિત નહેરૂના બન્ને પક્ષોએ એક સંયુક્ત મોરચો બ્રિટિશ સલ્તનત સામે ઉભો કરીને, તેને સમાધાની પર આવવા સમજાવવી.

આ અરસામાં ડીસેમ્બર ૧૯૪૧ થી માર્ચ ૧૯૪૨ સુધીના વચગાળાના સમયમાં જ્યારે સર સ્ટેફર્ડ ક્રીપ્સ એમની દરખાસ્તો લઇને હિંદ આવ્યા, ત્યારે યુદ્ધની પરિસ્થિતિમાં વીજળીક પલ્ટા આવવા લાગ્યા હતા. મલાયા અને સીંગાપુરના પતન થયા હતા. અને જાપાનીઓ બર્મામાં પ્રવેશ્યા હતા. માર્ચની અધવચ્ચે રંગુન પડ્યું, અને ક્રીપ્સ માર્ચની આખરમાં હિંદમાં આવ્યા.

આ બધા પલ્ટાઓએ હિંદને ભયમાં મુકી દીધું. કેટલાક બ્રિટિશમાં શ્રદ્ધાવાળા જુના વિચારના રાજદ્વારીઓ એમ માનતા હતા કે જાપાનીઓ નજીક આવીને બ્રિટિશ સાણસામાં સપડાતાં જાય છે. લાગ જોઇને બ્રિટિશ તેમના પર તૂટી પડશે અને તેમને કચડી નાખશે. ત્યારે કોંગ્રેસ એમ માનતી હતી કે બ્રિટિશ ગભરાઇને આ ટાણે સમાધાની પર આવવા હાથ લંબાવશે. જ્યારે જનતા પણ ચારે કોર જાપાનીઓના વિજયની તેમજ બ્રિટિશ પરાભવની વાતો કરીને રાચતી હતી.

પંડિત નહેરૂએ એ વિષે ઇશારો કરતાં ૧૬ મી જુલાઇ ૧૯૪૨ ના દિવસે કહ્યું કે,

'છેલ્લા ત્રણ ચાર મહિના થયા જનતામાં જાપાનીઓની તરફેણ કરતી લાગણી મારા જોવામાં આવી છે. પણ એ લાગણી જાપાનીઓની તરફેણ કરતી નથી. વાસ્તવિક રીતે બ્રિટિશ વિરોધી લાગણી જનતામાં એટલી પ્રબળ છે કે જાપાનીઓ પ્રત્યેની તેમની લાગણી નમતી હોય એવું આપણને લાગે છે. હિંદ જાપાન પ્રત્યેની સહાનુભૂતિમાં આમ નમતું રહે એ આપણને પસંદ નથી. જાપાન સાથે દોસ્તીની વાતો કરવી એ વિચાર જ ભયંકર છે."

ક્રીપ્સનું હિંદમાં આગમન થયું એ કોને આભારી હતું ? એ તો બ્રિટિશ પ્રજાએ વારંવાર કરેલી ટીકાઓ અને દબાણને લીધે આમ બનવા પામ્યું હતું. છતાં ક્રીપ્સ તો ચર્ચીલના હાથમાં રમકડું બન્યો હતો. લેનીને પણ એક ઠેકાણે કહ્યું છે કે,' જ્યારે જ્યારે કટોકટી ઉભી થાય છે ત્યારે શાસનકર્તા એક અથવા બીજો માર્ગ શોધી કાઢે છે.' ક્રીપ્સ-ને હિંદમાં આ રીતેજ મોકલવામાં આવ્યો હતો. બ્રિટિશ શાહીવાદીઓને હિંદના ગુસ્સાને ઢીલમાં નાખી દેવો હતો. એ શાહીવાદીઓ કાંઈ ઓછા મુત્સદી નથી. એમની પાસે ત્રણસોવર્ષની મુત્સદગીરી અને અનુભવની આવડત પડી છે.

ક્રીપ્સે આવીને દેશના જુદાજુદા કોંગ્રેસ અને લીગના નેતાઓ સાથે મંત્રણાઓ શરૂ કરી. પણ એને કંઇ આપવુંજ નહોતું એટલે મંત્રણાઓ ભાંગી પડી. તેણે બ્રિટિશ વલણની ચોખવટ કરતું એક નિવેદન પ્રગટ કર્યું જેમાં બ્રિટિશની શુદ્ધ ભાવના સમજાવવા પ્રયત્ન કર્યો. તેણે આક્ષેપ કર્યો કે ' હિંદના જુદા જુદા પક્ષના નેતાઓ તેને અનેકવાર મંત્રણાઓ કરવા માટે મળ્યા. તેઓએ સમાનમાર્ગ પર ઉભા રહીને અન્યોન્યના દૃષ્ટિબિન્દુઓ સમજવા પ્રયત્ન કર્યો નહિ. તેઓ કોઈ સમાધાની પર આવી શકયા જ નહિ.'

ક્રીપ્સની આ રાજરમતની ગંધ પંડિત નહેરૂને આવી ગઈ હતી. તેઓ ચમકી ઉઠ્યા હતા. હિંદીઓને આવી ગડમથલમાં મુકીને પરેશાન

કરવાની શાહીવાદી નીતિની ઝાંખી એમને થઇ ચૂકી હતી. જનતાને તેમણે આ ઝાળમાં ન ફસાવાની ચેતવણી આપી. ૧૨ મી એપ્રીલ ૧૯૪૨ ના દિને ગોઠવાયેલી અખબાર પરિષદમાં એમણે સૂર કાઢ્યા કે,

'અત્યારે આપણી સમક્ષ એવી ગંભીર પરિસ્થિતિ ઉભી થઈ છે કે કોઈપણ જવાબદાર વ્યક્તિ વર્તમાન મામલાનો પ્રતિરોધ કરીને જેવી તેવી વાતો કરી શકે નહિ. આપણે કડવાશ ધારણ કરવી પાલવે એમ નથી. કારણ કે કડવાશથી આપણે ગેરમાર્ગે દોરવાઈ જઈશું અને આ ગંભીર કટોકટીની પળોએ આપણા ફેંસલાને નુકશાન પહોંચાડીશું."

પણ ક્રીપ્સ મંત્રણાઓમાંથી કાંઈ શુભ પરિણામ આવ્યું નહિ એ આપણે જાણીએ છીએ. ત્યારે ફરીવાર કોંગ્રેસ કારોબારી સમિતિના બન્ને તટસ્થ અને પ્રગતિવાદી પક્ષોએ સંયુક્તિ સાધી. યુદ્ધ નજીક આવી રહ્યું હતું. જાપાનીઓનો સામનો થવો જ જોઇએ. આઝાદ હિંદની નીતિના ધોરણે કોંગ્રેસ કેવી રીતે યુદ્ધનો સામનો કરે એવી વ્યવસ્થાની જરૂર હતી. પંડિત નહેરૂએ એ સમયે ૧૩ મી એપ્રીલ ૧૯૪૨ ના દિવસે એક નિવેદનદ્વારા જણાવ્યું કે,

'સ્વરક્ષણ અને સ્વવ્યવસ્થાનો કાર્યક્રમ ઉપાડી લેવાની અત્યારે આપણી, કોંગ્રેસના કાર્યકરોની અને બીજા માણસોની ફરજ છે. કદાચ એવો સમય પણ આવે કે જાપાન સામે આપણે ગેરીલા યુદ્ધ લડી લેવું પડે. કોંગ્રેસ કેવો નિર્ણય કરશે, એની મને ખબર નથી. પણ આતો એક સ્વરક્ષની સંસ્થાનો પાયો નાખવાની વાત છે. આ સંસ્થા કે જેની યોજના આપણે ઘડી રહ્યા છીએ તે વર્તમાન પરિસ્થિતિનો મુકાબલો કરવામાં આપણને સહાયરૂપ નીવડશે. મારી તમને સામાન્ય સૂચના છે કે શરણાગતિ સ્વીકારીને શરણે જતાં નહિ. દુશ્મનને કોઈ જાતની મદદ કરતા નહિ. તેમની સામે અસહકારની વલણ અખત્યાર

કરજો. તેમજ દરેક રીતે એમને પરેશાન કરજો. આપણાં સશસ્ત્ર લશ્કરો એમની સામે લડી લેશે."

પણ ગાંધીજીને જવાહરલાલની આ વાતો ગમી નહિ. તેમણે ૨૬ મી એપ્રીલના 'હરિજન' માં પંડિતજીની નીતિનો વિરોધ કરતાં લખ્યું કે,

'કોઈપણ જાતના અધિકારના હોદ્દાઓ સ્વીકાર્યા વગર, તેમજ તાજેતરમાં બ્રિટિશ સાથેની મંત્રણાઓમાંથી નિષ્ફળતા સાંપડ્યા પછી, તેના યુદ્ધ પ્રયત્નોમાં આમ હિંસક રીતે સહાય કરવી એ દેશને નીચું જોવડાવવા જેવું થશે."

ફરીવાર અલ્હાબાદમાં ભરાયેલી એ. આઈ. સી. સી. ની બેઠકમાં બ્રિટિશ સરકાર સામે ગુસ્સાભર્યાં પ્રવચનો થયા. 'હવે સરકાર સાથે સમાધાની કરવા અમે આગળ આવીશું નહિ.' કોંગ્રેસના મંતવ્યમાં તેમજ વલણમાં ફેરફાર કરાયો હતો. ઉપરોક્ત બેઠકમાં પંડિત પંતે મુખ્ય ઠરાવ પેશ કરતાં જણાવ્યું હતું કે,

'યુદ્ધમાં દેશનો બચાવ જુદી જ રીતે થાય છે. હું માનું છું કે આપણાં મોભાને તેમજ બલિદાનની ભાવનાને છાજે એવી તક જો આપણાં હાથમાં મૂકવામાં આવી હોત તો આપણે એ રીતે આપણાં દેશનો બચાવ કરી શક્યા હોત. પણ આપણને એ તક આપવામાં આવી નથી, તેથી હવે જે નામોશી આવે એ બ્રિટિશનું કલંક લેખાશે. સરકાર આપણને માનભરી રીતે જીવવા તો દેતી નથી, પણ એવી રીતે મરવા પણ દેતી નથી."

આમ ગાંધીજીના તટસ્થ તેમજ જવાહરના પ્રગતિવાદી પક્ષો વચ્ચે જુદે જુદે વખતે કોંગ્રેસ કારોબારીમાં આદર્શોની અથડામણ ઉભી થતી હતી. પણ અંતમાં પંડિતજીને નમતું આપવું પડ્યું. સશસ્ત્ર રીતે

જાપાનીઓ સામે હિંદે લડી લેવું એ પ્રકારના તેમના વિચારો ગાંધીજીને ન રૂચવાથી એ વિચારો પડતાં મૂકવા પડયાં. સરદાર પટેલે આદર્શોની આ મતફેરીઓનું અવલોકન કરતાં જણાવ્યું કે,

'યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારથી બન્ને પક્ષોએ સંયુકત બનીને કાર્યને આગળ ધપાવ્યું છે. પણ આ પ્રસંગે એમ નહિ બની શકે. ગાંધીજી મક્કમ રીતે એમના નિર્ણયને વળગી રહ્યા છે. કારોબારીના કોઈ સભ્યોને જો એમનું પગલું ઠીક ન લાગતું હોય તો તેઓનું પગલું અમને પણ ઠીક નથી લાગતું. મેં તો મારી જાતને ગાંધીજીના હાથમાં સોંપી દીધી છે. આવી કટોકટીની પરિસ્થિતિએ આપણને ગાંધીજી જે દોરવણી આપે છે એ દોરવણી મને સાચી લાગે છે. મુંબઈ ખાતેની એ. આઈ. સી. સી. ની બેઠકમાં પણ આવી મતફેરી ઉભી થઈ હતી. ત્યારે સરકાર સાથે સંપર્ક સાધવાની વાતો જુદા જ પ્રકારની હતી. ત્યારે વધુ મંત્રણાઓ કાજે કોંગ્રેસે બારણાં બંધ કર્યા હતા. પણ બારડોલી ખાતેની બેઠકમાં સ્પષ્ટ કરાયું હતું કે તહકુબી માટેની વધુ મંત્રણાઓ કાજે દ્વાર ખુલ્લાં છે. અમારી સહાનુભૂતિઓ મિત્રરાજ્યોની તરફેણમાં હતી. પણ અત્યારે હવે એવો સમય આવ્યો છે કે અમારે કહેવું પડે છે કે સમાધાનીની મંત્રણાઓ કાજે બારણાં સદંતર બંધ છે. આ પગલું વારંવારના અમારા અપમાન થયેથી અમે લીધું છે."

આમ સરકાર અને કોંગ્રેસ વચ્ચેની સંભવીત સમાધાનીમાં અંતરાય પડયે જતો હતો. ગાંધીજી કે જેણે બ્રિટન પ્રત્યે હંમેશાં મૈત્રીભરી દૃષ્ટિએ જ જોયું છે તેમનો અણગમો પણ વધ્યે જતો હતો. એ સમયે એમણે ૨૬ મી એપ્રીલ ૧૯૪૨ ના 'હરિજન' પત્રમાં લખ્યું કે,

'હિંદના રક્ષણની આ કહેવાતી બધી સરકારી યોજનાઓમાંથી મને કયાંય હિંદની આઝાદીના દર્શન થતાં નથી. રક્ષણની આ યોજ-

નાઓ તો બ્રિટિશ સામ્રાજ્યનું સંરક્ષણ કરવા જ થઈ રહી હોય એવું મને લાગે છે. બ્રિટિશને જેમ સીંગાપુર જતું કરવું પડ્યું, એમ હિંદને પણ એના કિસ્મત પર તેઓ છોડીને ચાલ્યા જાય તો અહિંસક હિંદના ભાગે કાંઈ ગુમાવવા જેવું નહિ લાગે. કદાચ એવું પણ બને કે જાપાનીઓ હિંદને પોતાનું ફોડી લેવાનું પણ કહે."

આ પછી ૧૪ મી ઓગસ્ટને રોજ કોંગ્રેસ કારોબારી સમિતિએ વર્ધા ખાતેની તેની બેઠકમાં ઓગસ્ટનો ઠરાવ ઘડી કાઢ્યો.

ઠરાવમાં કહેવામાં આવ્યું હતું કે,

'ક્રિપ્સ દરખાસ્તોના અસ્વીકારથી નીપજેલી નિરાશા તેમજ હિંદને પોતાની પકડમાં રાખવાની સ્પષ્ટ બ્રિટિશ નીતિથી હિંદી જનતામાં બ્રિટન પ્રત્યે કડવાશ વધી રહી છે. કારોબારી આ કડવાશને શંકાની દૃષ્ટિએ જુએ છે. કદાચ એમાંથી શાંતિનો રાહ છોડીને પ્રજા ક્રાંતિના માર્ગે પણ વળે.'

વર્ધા ખાતે થયેલો આજ ઠરાવ મુંબઈમાં ભરાયેલી એ. આઈ. સી. સી. ની બેઠકમાં થોડાક સુધારાવધારા સાથે પસાર કરવામાં આવ્યો, તે આ પ્રમાણે હતો.

'બ્રિટિશસત્તા હિંદ પરથી એનો હાથ ઉઠાવી લ્યે તેના પરજ યુદ્ધ, વિજય, તેમજ લોકશાહીની કામીયાબીનો આધાર રહે છે. આઝાદ હિંદ નાઝીઓ, ફાસીસ્ટો અને સામ્રાજ્યવાદીઓની પકડમાંથી વિશ્વને મૂક્તિ અપાવવા માટે પોતાની સર્વસાધન સામગ્રીનો ઉપયોગ કરી ચૂકશે. યુદ્ધના ભાવિપર એથી નિર્ણયાત્મક અસર થશે, એટલું જ નહિ, સંયુકત રાષ્ટ્રો કે જેની પડખે હિંદ પણ સગૌરવ ઉભું રહેશે, તેમના પક્ષમાં સમસ્ત કચડાયેલી માનવતાને લાવીને મૂકશે, અને આત્મબળની વિશ્વપ્રેરણા કાજે હિંદ નિરંતર મોખરે રહેશે.

આથી આ એ. આઇ. સી. સી. હિંદમાંથી બ્રિટિશને પોતાનું શાસન ઉઠાવી લેવાની માગણી કરે છે. આઝાદ હિંદની જાહેરાત કર્યા પછી એક કામચલાઉ સરકારની સ્થાપના કરવામાં આવશે, અને હિંદ સંયુક્તરાષ્ટ્રોનું સાથી બનીને તેમની મુસ્કેલીઓમાં, તેમના સંયુક્ત સાહસોમાં અને આઝાદીની તેમની લડતમાં સર્વકાંઇ હીસ્સો આપીને તેમની પડખે ઉભું રહેશે. આ કામચલાઉ સરકાર દેશના મુખ્ય મુખ્ય પક્ષોના સહકારદ્વારા જ સ્થાપવામાં આવશે. તેનું મુખ્ય કામ, આવી રહેલા આક્રમણ સામે લશ્કરો વતી તેમજ અહિંસક શક્તિથી હિંદનું રક્ષણ કરવાનું રહેશે. યુદ્ધને મદદ કરી રહેલા મોરચાપરના સૈનિકો, કારખાનામાં કામ કરતાં મજદુરો, તેમજ બીજા માણસોની જીવન પોષણની બધી જરૂરિયાતો પૂરી પાડવામાં આવશે. એટલુંજ નહિ, વાસ્તવીકરીતે તેમનાજ હાથમાં બધો અંકુશ અને સત્તા રહેશે.

આથી આ છેલ્લી ઘડીએ એ. આઇ. સી. સી. બ્રિટન તેમજ સંયુક્તરાષ્ટ્રોને વિશ્વ આઝાદીની તમન્ના સાથે હિંદને સ્વતંત્ર કરવા વિનંતિ કરે છે. કમીટીને લાગે છે કે શાહીવાદી સત્તાવાળી આ સરકાર, જે આ દેશપર અંકુશ રાખી રહી છે અને પોતાનું હિત લક્ષ્યમાં રાખીને જ માત્ર શાસન ચલાવી રહી છે, તે, આ દેશને સમસ્ત માનવતાના શ્રેયને લક્ષમાં રાખીને સ્વનિર્ણયનો હક્ક મેળવવાના તેના અવિરત પ્રયત્નોમાં અંતરાયો ન નાખે.

અવગણી ન શકાય એવા હિંદની આઝાદી તેમજ સ્વનિર્ણયના તેના હક્કો પ્રાપ્ત કરવા માટે, અહિંસાના સિદ્ધાંતોના પાયાપર એક સામુદાયિક અને વિશાળ યોજનાની લડત ચાલુ કરવાનો આથી આ સમિતિ નિર્ણય કરે છે. જેથી આ દેશ તેની ૨૨ વર્ષની શાંત લડતની કારકીર્દીમાંથી જે અહિંસક બળ એકઠું કરી શક્યો છે તેનો સમગ્ર ઉપયોગ કરી શકે. આ પ્રકારની લડત ગાંધીજીની સરદારી નીચેજ ચલાવી શકાય એમ હોવાથી સમિતિ ગાંધીજીને લડતની આગેવાની લેવા,

અને હવે પછીના લેવાનારા પગલામાં દોરવણી આપે એવી વિનંતિ કરે છે.

વધુમાં સમિતિ હિંદની જનતાને પણ વિનંતિ કરે છે કે આ લડતથી તેમના પર જે દુઃખો અને આપત્તિઓ આવી પડે તેને ધીરજપૂર્વક સહન કરવાની શક્તિ કેળવે. તેઓ ગાંધીજીની આગેવાની હેઠળ સંગઠીત બને. અને હિંદની આઝાદીના સાચા સૈનિકો બનીને શિસ્તપૂર્વક તેમની બધી સૂચનાઓ અમલમાં મૂકે. તેઓએ યાદ રાખવું જોઈએ કે આ લડતનો મુખ્ય પાયો અહિંસાના સિદ્ધાંતોપર રચાયેલો છે. કદાચ એવો પણ સમય આવે કે દરેક વ્યક્તિને ગાંધીજીની સલાહ સૂચનાઓ સમયસર ન મળી શકે અને બધી પ્રાંતિય કોંગ્રેસ સમિતિઓની કચેરીઓ એકાએક કામ કરતી બંધ પડી જાય, જ્યારે આવું બને, ત્યારે દરેક સ્ત્રી અને પુરૂષની ફરજ છે કે જેણે આ લડતમાં સક્રીય ભાગ લીધો હોય, તેણે સામાન્ય સૂચનાઓ મળતાંજ વ્યક્તિગત રીતે પોતાની લડતનો કાર્યક્રમ ઘડી કાઢી તેને અમલમાં મૂકી દેવો. દેશની આઝાદીની તમન્ના ધરાવતાં દરેક હિંદીએ પોતેજ આ આઝાદીના કઠણમાર્ગના માર્ગદર્શક થવાનું છે.

અંતમાં આ એ. આઈ. સી.સી. કે જેણે મુક્ત હિંદની ભાવિ સરકાર રચના પરત્વેનું પોતાનું જે દષ્ટિબિંદુ રજુ કર્યું છે, એને વધુ સ્પષ્ટતાથી રજુ કરતાં જણાવે છે કે, કોંગ્રેસનો ઇરાદો આ સામુદાયિક ચળવળદ્વારા કોઇ ખાસ સત્તાનો દોર હાથમાં લેવાનો નથી. પરંતુ આવી કોઇ સત્તા જો હાંસલ થશે, તો એ સત્તા હિંદની સમગ્ર જનતાના હાથમાં અમલીરૂપ ધારણ કરશે."

  

મુંબઇની એ. આઇ. સી. સી. ની બેઠકમાં આ ઓગસ્ટનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો. છતાં જે લડતનું કોંગ્રેસે સરકારને આવ્વાહન દીધું હતું, એ લડતનો આરંભ કરવામાં ગાંધીજીએ ઢીલ કરી. કોઇપણ સામુદાયિક ચળવળને ઝડપથી ઉપાડીને દેશને ઝંઝાવાતમાં નાખી દેવાની એમની ઇચ્છા નહોતી. એમને એ જોવું હતું કે ઠરાવ પસાર કરાયાથી દેશ તેમજ બ્રિટિશ સરકાર પર એની શું અસર થાય છે? ઊંડે ઊંડે જરૂર એમની ઇચ્છા હતી કે સરકાર સાથે હજુ-પણ સમાધાની પર આવી શકાય એવા કોઈ સંભવીત પગલાં સરકાર લેવાની મનોકામના સેવતી હોય તો એ પગલાં માટે રાહ જોવી.

પણ સરકારે ગાંધીજીની આ પ્રમાણેની થોભીને રાહ જોવાની નીતિનો ઉંધો અર્થ લીધો. તેને લાગ્યું કે કોંગ્રેસ ઠરાવ પસાર કરીને અંદરખાનેથી લડતની તૈયારીઓ કરી રહી હતી. એટલે સરકાર કે જેને તહકુબીપર આવવાની ઇચ્છા પહેલાં પણ ક્યારેય નહોતી, તેણે ગાંધીજી વગેરે દેશના નેતાઓની એકસામટી ધરપકડ કરી. પ્રતિ આક્રમણનું પ્રથમ પગલું ભર્યું અને ગાંધીજીની બધી આશા પડી ભાંગી.

તેમની ધરપકડ બાદ થોડા દિવસે ૧૪ મી ઓગસ્ટ ૧૯૪૨ ના રોજ વાઇસિરોય પર લખેલા તેમના એક પત્ર પરથી ગાંધીજીની મનો-ભાવનાનો ઉકેલ મળે છે. તેમણે લખ્યું હતું,

"સામુદાયિક લડતનો હું વ્યવસ્થિત આરંભ ન કરૂં ત્યાંસુધી સરકારે સબુરી પકડવી જોઇતી હતી. કોઈપણ નિર્ણયાત્મક પગલું ભરવા પહેલાં તમને એક પત્રદ્વારા તે વિષે જણાવવાનો મારો ઇરાદો હતો એમ મેં જાહેરમાં પણ કહેલું. એ પત્રદ્વારા મારી ઇચ્છા કોંગ્રેસનો કેસ તમારી સમક્ષ મૂકીને તેની તટસ્થ તપાસની માગણી કરવાની હતી. તમને ખબર તો છે કે કોંગ્રેસની માગણીઓમાં જે કાંઈત્રુટિઓ

હતી એ બધી દૂર કરીને પછી જ તમારી સમક્ષ મૂકવામાં આવી છે. અને મને પણ જો તક આપવામાં આવી હોત તો, આપણાં માર્ગને રૂંધતી કોઇ મુશ્કેલીઓ નિવારવા હું મારાથી બનતું બધું કરત."

  

૯ મી ઓગસ્ટે ગાંધીજીની ધરપકડ કરવામાં આવી કે તરત જ દેશનું વાતાવરણ ઉગ્ર બની ગયું. લોકક્રાંતિનો આરંભ થઇ ચૂક્યો. કોંગ્રેસની કેટલીક મંડળીઓએ ભુગર્ભમાં રહીને ક્રાંતિને આગળી ધપાવી. તેમણે જાહેર પ્રજાને લડતની દોરવણી આપતાં પરિપત્રો પ્રગટ કરવા માંડયા. છૂપા સાઇકલોસ્ટાઇલ મશીનો રાતભર ગુંજવા લાગ્યા. આઝાદીનો સંગ્રામ આરંભાઇ ગયો હતો. અને સરકારે પણ એને દબાવી દેવા સશસ્ત્ર સામનો શરૂ કર્યો. સ્ત્રીઓ અને બાળકો પોલીસના ગોળીબારનો ભોગ બન્યા.

સપ્ટેમ્બર ૧૯૪૫ માં ફરીવાર જ્યારે ગાંધીજીને જેલમુક્ત કરવામાં આવ્યા ત્યારે મુંબઇ ખાતે ભરાયેલી એ. આઇ. સી. સી. ની બેઠકમાં ૧૯૪૨ ની આ લોકક્રાંતિ માટે રાષ્ટ્રને અભિનંદન અર્પતો ઠરાવ પસાર કરાવતાં ગાંધીજીએ એ લડતના સમર્થનમાં કહ્યું કે, 'એ તો સુવિદિત છે કે ૮ મી ઓગસ્ટ ૧૯૪૨ ના દિને મુંબઈ ખાતે એ. આઇ. સી. સી. ની ભરવામાં આવેલી બેઠકમાં સંયુક્ત રાષ્ટ્રોને વિશ્વ આઝાદીના યુદ્ધમાં સહકાર આપવાની કોંગ્રેસે દર્શાવેલી ઇચ્છાને અવગણવામાં આવી હતી. અને હિંદી કોયડાઓના ઉકેલ માટે સરકાર સાથે મંત્રણા કરવા અમે સુચવેલા પગલાંઓનો જવાબ સરકારે હિંદી જનતા પર ચારેકોરથી સશસ્ત્ર સામનો કરી વાળ્યો હતો. અને આવી પડેલા યુદ્ધનો ત્રાસ જનતાને વિશેષ પ્રમાણમાં ભોગવવો પડયો હતો.'

  

# લોકક્રાંતિ અને પછી

લોકો ગાંધીજી વગેરે દેશનેતાઓને મળેલા જેલવાસથી બ્રિટિશ રાજ પ્રત્યે ક્રોધિત બન્યા હતા. એ સમયે તેમને કોઈ નેતાની દોરવણીની જરૂર હતી. પણ તેઓ તો બધા જેલના સળિયા પાછળ ધકેલાયા હતા. લોકોએ ગુસ્સામાં આવીને ટેલીફોનના દોરડા કાપી નાખ્યા, વાહનવ્યવહાર ખોરવી નાખ્યો, રેલના પાટા ઉખેડીને ફેંકી દીધા. નાના નાના રેલ્વેના પુલો ઉડાડી મૂક્યા. ટપાલ પેટીઓ બાળી મૂકી, અને બીજા અનેક હિંસાના કાર્યો કર્યાં.

અને લોકો આમ કરે એ દેખીતું હતું. તેમને કોઈ દોરવણી આપવા રહ્યું નહોતું. એથી જ જનતા હિંસાના માર્ગે વળી હતી. ત્યારે લોકોનો જુસ્સો અને મીજાજ એવા હતા. ખુદ જવાહરલાલે પણ તાજેતરમાં કહ્યું કે "૧૯૪૨ ની લડતમાં હું જેલ બહાર હોત તો મેં શું ન કર્યું હોત એ હું અત્યારે કહી શકું નહિ."

ગાંધીજીની સૂચના સાથેના પરિપત્રો પણ પ્રતિબંધોના ગાઢ પડદા ચીરીને બહાર આવવા માંડ્યા હતા. તેમણે લોકોને હડતાલ

પાડવા જણાવ્યું, અને સ્વયં ચોવીસ કલાકના અન્શનવ્રત પર ઉતર્યા. ગાંધીજીની સૂચના સાથેના એક પરિપત્રમાં આ પ્રમાણે લખ્યું હતું ;

'સરકારી કચેરીઓમાં કામ કરતાં કારકુનો, તેમજ સરકારી કારખાનાઓમાં કામ કરતાં મજદૂરો, રેલ્વે તેમજ પોસ્ટ ઓફીસોમાં કામ કરતાં માણસોએ આ હડતાલમાં જોડાવું નહિ. અમારૂં ધ્યેય અમે સ્પષ્ટ કરીએ છીએ કે જાપાનીસ, નાઝી, ફાસીસ્ટ, વગેરે સત્તાઓનું આક્રમણ તેમજ બ્રિટિશ રાજસત્તાનો અંકુશ અમે સહન નહિ કરીએ.'

લોકો હિંસાના માર્ગે વળ્યા હતા એ સાચું હતું. છતાં ગાંધીજીએ તો હંમેશાં અહિંસક લડત પરજ ભાર મૂકયો હતો. લોકો હિંસાના કાર્યો કરે અને તેમાં એમના નામને સંડોવે એ તેમને જરાય પસંદ નહોતું. એથી જ્યારે બિહારના એક આગેવાન કાર્યકર અનુગ્રહબાબુએ જેલમાં એમની મુલાકાત લીધી અને લડત અંગેની એમની દોરવણી માગી, ત્યારે ગાંધીજીએ એમને જે સલાહ આપી હતી એ 'સર્ચલાઈટ' પત્રની ૧૦ મી ફેબ્રુઆરી ૧૯૪૫ ની આવૃત્તિમાં પ્રગટ કરવામાં આવી હતી. અનુગ્રહબાબુને મળેલી સૂચના નીચે મુજબ હતી.

'મને ગાંધીજીએ ચળવળ અંગે દોરવણી આપતાં કહ્યું કે, " તમારા સમગ્ર કાર્યમાં અહિંસક રહેજો. હિંસાના અને ભાંગફોડના કાર્યોની એમણે કયાંય કોઈને સંમતી આપી નથી.

તેમણે ભારપૂર્વક જણાવ્યું હતું કે મહાસભાવાદીઓએ ભાંગફોડના બનાવોથી દૂર રહેવું જોઈએ. જોકે સરકારે આપણા સંખ્યાબંધ નિર્દોષ માણસોને પૂરા પૂરાવાઓ વગર જેલમાં ધકેલી દેવાના અને તેમના માથે જુલ્મો ગુજારવાના જે પગલાં લીધા છે, એ લોકોની ભાંગફોડની પ્રવૃતિઓથી પણ ચડી જાય એવા ધૃણાત્મક છે. આ

જાતના સરકારના પગલાંનો વિરોધ થવો જ જોઈએ, એવું અહિંસાની દૃષ્ટિએ ખોટું નથી. તેમણે વધુમાં કહ્યું કે ભાંગફોડને ઉત્તેજન આપીને આપણે એવા જ પ્રકારના રાજ્યઅમલની સ્થાપના કરી શકીશું. એથી એવી પ્રવૃત્તિઓમાં સંડોવાયલાઓને આપણે સહકાર ન આપી શકીએ. ભલે પછી તેઓ આપણને પણ મારી નાખવાની ધમકી આપે."

તાજેતરમાં 'સોશીયલ વેલ્ફેર' નામના અઠવાડીકમાં શ્રી કનૈયાલાલ મુન્શીના પ્રગટ થયેલા અગ્રલેખમાં પણ આ જાતની હિંસાત્મક પ્રવૃત્તિઓથી દૂર રહેવા શ્રી મુન્શીએ મહાસભાવાદીઓને સલાહ આપી છે. તેઓ લખે છે કે;

'જો આપણે સ્વરાજ હાંસલ કરવું હોય, અને રાષ્ટ્રીય સરકારની સ્થાપના કરવી હોય તો આપણે બુદ્ધિની સ્થિરતાને ડગવા દેવી ન જોઈએ. સશસ્ત્ર લશ્કરો, નૌકા કાફલાઓ, અને વિમાની લશ્કરો, રાજ્યના બળવાન હથિયારો છે. તેમનું મહત્વ તેમની શિસ્તમાં સમાયેલું છે. જો શિસ્તનો નાશ થાય તો રાજ્ય તેમજ સમાજ બન્ને જંગલીયતમાં સરી પડે.

ક્રાંતિમાં પણ જ્યારે કોઈ લશ્કરનો અમૂક ભાગ સ્વદેશાભિમાનીઓ સાથે ભળી જાય તે પગલું અશિસ્ત ભર્યું ન ગણાય. લશ્કરો તો એની મૂળની શિસ્તની ભાવનાએ લશ્કર જ ગણાવાનું. એમાં પરિવર્તન માત્ર વફાદારીનું જ થાય છે."

પણ ૧૯૪૨ ની લોકક્રાંતિમાં લોકોએ સ્થિરબુદ્ધિ અને શિસ્ત બન્ને ગુમાવ્યા હતા. કારણ કે એ સમય જ અંધાધુંધીનો હતો. દેશને દોરવણી આપનારા પીઢનેતાઓ જેલમાં પડયા હોવાથી જૂવાન બળવાખોર નેતાઓ આગળ ધસી આવ્યા. શ્રીમતી અરૂણા એ સૌના મોખરે હતા. ઑગસ્ટની લડત એ નવીન ક્રાંતિની ચીનગારી હતી. હિંદભરમાં

ત્યારે નવો જુસ્સો જાગ્યો હતો. ઈતિહાસનું પુનરાવર્તન થઇ રહ્યું હતું. લોકોને ભણકારા વાગી રહ્યા હતા કે આઝાદી આવી રહી છે. એ હાથવેંતમાં છે. એ અરસામાં પ્રજાના જુસ્સાને દબાવી સરકારે લીધેલાં પ્રતિઆક્રમણકારી પગલાં છતાં પ્રજાનો જુસ્સો અણનમ રહ્યો હતો. એટલું જ નહિ વધુ સતેજ બન્યો હતો.

એકબાજુ હિંદવ્યાપી દુષ્કાળની કીકીયારીઓ સંભળાઇ રહી હતી. બંગાળમાં દરરોજના હજ્જારો માણસો ખોરાક વગર તરફડીને મરતાં હતાં. જાપાની લશ્કરો હિંદની ધરતીને પચાવી પાડવા આગળ ધસી રહ્યા હતાં, સરકાર એમને હાંકી કાઢવા તનતોડ પ્રયત્નો કરી રહી હતી, ત્યારે ઑાગસ્ટની ક્રાંતિ સર્જાઈ રહી હતી.

શ્રીમતી અરૂણા અને તેમના બીજા સાથી નવલોહીયાળ કાર્યકરોએ જ્યારે જોયું કે અન્ય દેશનેતાઓની જેમ જો તેમને પણ બંદીખાને નાખવામાં આવશે તો લડતની પ્રવૃતિઓ ખોરંભે પડી જશે. એથીજ તેઓએ ભુગર્ભવાસ સ્વીકાર્યો. તેમનું ધ્યેય ત્રણ સપ્તાહમાં જ આઝાદી ઝુંટવી લેવાનું હતું.

તેમને સુશુપ્ત પડેલી જનશક્તિનું ભાન પ્રથમવાર ૧૯૪૨ માંજ થયું. સશસ્ત્ર સલ્તનત સામેના જનતાના નિશસ્ત્ર બળવાએ દેખાડી આપ્યું કે જેલમાં પૂરાઇ જવું એ તો વાસ્તવીકતાથી છટકી જવા બરાબર હતું.

એ વખતમાં બાલીયા, સતારા, ભાગલપુર, મીદનાપુર, વગેરે ગામોની પ્રજાએ જે પરાક્રમો કર્યાં અને સરકારના જુલ્મોનો સામનો કર્યો એથી હિંદ સુમાહિતગાર છે. પ્રજામાં દેશપ્રેમનો ઉન્નત પ્રાણ ધબકતો હતો. રાષ્ટ્રવાદની આંધી ઉઠી હતી. એની સામે કોઇ માથું ઉંચકી શકે એમ નહોતું. રાષ્ટ્રવિરોધી કોઇપણ પ્રવૃતિને ત્યારે પ્રજા સાંખી શકે એમ નહોતી.

આ લોકક્રાંતિનો પ્રથમ જૂવાળ અમદાવાદમાં આવ્યો. લડતને કચડી નાખવાની સરકારે અખત્યાર કરેલી પ્રત્યાઘાતી વલણ સામે વિરોધ દર્શાવવા અમદાવાદમાં નીકળેલા સરઘસપર પોલીસે કરેલા ગોળીબારમાં ઉમાભાઇ કડીઆ નામનો વીસ વર્ષનો જુવાન વીંધાઈને શહીદ થયો. ક્રાંતિના પ્રથમ પગરણ મંડાઇ ચૂક્યા. લોકો અને પોલીસ વચ્ચે આ જુવાન ઉભો હતો. એવામાં પોલીસે ગોળીબાર શરૂ કર્યો. પ્રથમ ઉમાભાઇ કામમાં આવી ગયો.

નાના મોટા કોંગ્રેસના બધા આગેવાનોને પકડી લેવાના ખાનગી ફરમાનો નીકળી ચૂક્યા હતા. પ્રથમ તો કોંગ્રેસની કારોબારી સમિતિના બધા સભ્યોની સામુદાયિક ધરપકડ કરવામાં આવી. કેટલાક બહુ મોટા નહિ એવા નેતાઓ અદ્રશ્ય થયા. પણ તેઓ અદ્રશ્ય થવાથી વધુ ભયરૂપ મનાવા લાગ્યા. અદ્રષ્ય બનેલા આગેવાનોએ ભુગર્ભપ્રવૃત્તિઓ આરંભી દીધી. અને એ વાતાવરણમાં જે પ્રકારની લડત ચલાવવી જોઈએ એવી લડત નોકરશાહી સામે શરૂ કરી દીધી. તેમાં મહિલાઓ પણ હતી. સરકારે એમાંની બે મહિલાઓને પકડી લીધી, તેમના નામ ઉષા મહેતા અને એલાર્ઇસ એલ્વર્સ, ત્રણ બીજા બ્હેન જે અત્યારે આપણામાં અતીપરિચિત થઈ પડયા છે તે અરૂણા અસફ-અલીનો ક્યાંય પત્તો લાગ્યો નહિ. તેઓ ઘડીમાં અહીં, ઘડીમાં તહીં, એમ બધે ઠેકાણે દેખાવ દેતા હતા. છતાં છુપી પોલીસનો પંજો એમને પહોંચી શકતો નહોતો. તેમના ઘરપર સરકારી નોટીસ લગાડવામાં આવી, અને આપેલી મુદતમાં સરકારને શરણે આવવાનું ફરમાન કરવામાં આવ્યું. સમય વીતી ગયો છતાં અરૂણાબેન શરણે ગયા નહિ. તેઓ ભુગર્ભમાંજ સંતાઇ રહ્યા. તેમના ઘર તેમજ મોટરકારનો કબ્જો સરકારે લઈ લીધો. તેમની સામે ત્રણ કેસ ઘડવામાં આવ્યા. કેટલાક સરકારી માણસોએ તો જેલમાં બીજા કેદીઓની સંગાથે રહી એમના અજ્ઞાતવાસની માહિતીઓ મેળવવા અથાગ પ્રયત્નો કર્યા. પણ સરકાર

જે મહિલાને શોધી રહી હતી એતો છુપી પોલીસથી પણ વધુ ચબરાક નીકળી.

એ વખત એવો હતો જ્યારે એમના સ્વામી બેરીસ્ટર અસફ-અલી ગંભીર માંદગીમાં પટકાઈ પડ્યા હતા. એમની સાનિધ્યમાં રહેવાનું અરૂણાને બહુ મન હતું, છતાં એમને દૂરદૂર ભાગવું પડતું હતું. કારણ કે છુપી પોલીસ શ્રી આસફઅલીની દરેક હીલચાલ ઉપર ચાંપતી દેખરેખ રાખી રહી હતી.

લોકક્રાંતિના જુવાળમાં ત્રણ વ્યક્તિઓ મોખરે હતી. શ્રીમતી અરૂણા આસફઅલી, શ્રી જયપ્રકાશ નારાયણ, અને શ્રી રામમનોહર લોહિયા. શ્રી ઉષા મહેતાની પ્રવૃતિઓ પણ વેગ પકડી રહી હતી. આ બધા સમાજવાદી નવજુવાન કાર્યકરોએ ભુગર્ભમાં રહીને ક્રાંતિની ચળવળને આગળ ધપાવવા, લોકોમાં આઝાદીની ભાવના જાગ્રત કરવા, અને એમ કરવા જતાં કદાચ શહીદ થવું પડે તો ક્રાંતિની જ્વાલામાં હોમાઈને પણ આઝાદીની જ્વાળાને સચેત રાખવાની તમન્નાને મોરચા પર મૂકી હતી.

સામ્યવાદીઓએ ૧૯૪૨ ની લોકક્રાંતિ પર વારંવાર ટકોર કરી છે. તેઓ કહે છે કે લોકો સમક્ષ કોંગ્રેસે કોઈ જાતનો કાર્યક્રમ મૂકયો નહોતો તેથી દેશમાં અંધાધુંધી ફેલાવા પામી, અને તેઓએ ફાવ્યો એવો કાર્યક્રમ અપનાવ્યો. પણ આ આક્ષેપ બોનપાયાદાર છે. મુંબઈની એ. આઈ. સી. સી. માં પસાર થયેલા ઑગસ્ટના ઠરાવમાં એ વસ્તુ સ્પષ્ટ કરવામાં આવી છે; દરેક વ્યક્તિ કાંઈપણ કરવા સ્વતંત્ર હોવાથી, અને 'કરો યા મરો' એવો કોંગ્રેસનો આદેશ હોવાથી દરેકે પોતાનો કાર્યક્રમ રચી લેવાનો હતો.

ઉપર જણાવેલા જુવાન ક્રાંતિવાદીઓએ દેશમાં ક્રાંતિજંગના

મંડાણુ માંડયા ત્યારે એ વ્યક્તિ સ્વાતંત્ર્યને અગ્રસ્થાન આપ્યું હતું. જોકે ગાંધીજીને આ ક્રાંતિવાદીઓની કેટલીક હિંસાત્મક પ્રવૃતિઓ ગમતી નહોતી. એમણે છેવટસુધી એ પ્રવૃતિઓનો વિરોધ કર્યો હતો. ગાંધીજીએ ખુદ એમના ખૂબ નીકટના સહકાર્યકર શ્રી કિશોરલાલ મશરૂવાળાના એક હિંસાત્મક નિવેદનપર પણ ટીકાઓ કરી હતી, એટલે આ નવજુવાન ક્રાંતિવાદીઓને તેઓ સહન કરી લે તેમ નહોતા. પણ એથી ક્રાંતિવાદીઓ ગાંધીજી સાથે ઝઘડો કરવા બેસે એમ નહોતા. એમને તો કામ કરવું હતું. ઝઘડો કરવો નહોતો.

શ્રી રામમનોહર લોહિયાએ ૯ મી ઓગસ્ટે આ લડત પરત્વે એક નિવેદન કર્યું હતું. એમાં ઉપરનો ધ્વનિ ફુટે છે. નિવેદનમાં તેમણે જણાવ્યું હતું કે,

'ગાંધીજી આપણી ક્રાંતિની ચળવળને વખોડી કાઢે તેથી આપણે તેમની સાથે ઝઘડો કરવા બેસીશું નહિ. કેટલીકવાર જોકે મને તેમની સાથે તેમજ કોંગ્રેસની કારોબારી સમિતિ સાથે ઝઘડવાનું મન થાય છે, પણ એ ન્યાયી નથી લાગતું. કારોબારી સમિતિ કાંઈ એમ પૂરવાર કરવા માંગતી નથી કે ગાંધીજીનો આ વિરોધ આમજનતાના ભલા કાજે તેમજ ઉન્નતિકરણ માટે છે અને આપણે પણ કારોબારીને એ માટે નીંદી ન શકીએ. કારોબારી કહે છે કે જેઓ આ જાતની ક્રાંતિનો વિરોધ કરી રહ્યા છે તેઓ એવા નેતાઓ છે કે જેમણે છેલ્લા પચ્ચીસ-વર્ષ થયાં કોંગ્રેસ માટે અવિરત શ્રમ ઉઠાવ્યો છે, અને બલીદાનો આપ્યા છે. આપણે પણ ઇચ્છીએ કે આ નેતાઓ તેમના ડહાપણ અને બુદ્ધિથી આપણને રાજકીયક્ષેત્રમાં દોરવણી આપે પણ તેથી આપણી ક્રાંતિદળની રચના માટે તેઓને આપણે જોખમદાર ગણાવી શકીએ નહિ."

આ ક્રાંતિદળના એક બીજા આગેવાન શ્રી જયપ્રકાશ નારાયણે પણ આઝાદીના સર્વ સૈનિકોને લખેલા ખુલ્લા પત્રમાં ઉત્તરોત્તર આ ક્રાંતિદળની રચના કેવી રીતે વિકાસ પકડતી ગઈ એનો ઉલ્લેખ કરતાં લખ્યું છે કે,

"પ્રથમ તો રાષ્ટ્રવાદી ક્રાંતિકારોની એવી કોઈ સંસ્થાજ અસ્તીત્વમાં નહોતી, કે જેઓ લોકોને ચળવળ સંબંધી દોરવણી આપી શકે. કોંગ્રેસને પણ બહુ ઓછી ખબર હતી કે આ લડત આટલું મોટું સ્વરૂપ પકડશે.

ધીમે ધીમે એ એટલા વિશાળ ક્ષેત્રમાં ફેલાવા પામી કે કેટલાક આગેવાન કોંગ્રેસ નેતાઓ તો વિસ્મયમાં પડી ગયા. એમને લાગ્યું કે લોકો જે કાર્ય કરી રહ્યા હતા એ બરાબર હતું. તેમનું ધ્યેય આઝાદી હાંસલ કરવાનું હતું અને એમાં ખોટું પણ શું હતું ? આપણે જાણીએ છીએ કે સામાન્યરીતે દરેક મહાસભાવાદી કાર્યકર દેશાભિમાની હોય છે. આ તમન્નાથી જ એ કોંગ્રેસમાં જોડાય છે. અત્યારસુધીમાં કોંગ્રેસની કોઇને કોઈ લડતમાં થોડુંક સહન કરીને, થોડોક ભોગ આપીને એ કાર્યશીલ બન્યો હોય છે. તેને કોઈ રાજદ્વારી આદર્શોની દોરવણી નથી હોતી. તે હંમેશા કોઈ રાષ્ટ્રવાદી છાપાઓ વાંચતો હોય છે. પણ એનું ઘડતર તો કડવા અનુભવો અને યાતનાઓ વચ્ચે જ થયું હોય છે. આવા કાર્યકરોએ જ ક્રાંતિદળની રચના કરી અને કાર્યને વેગ આપ્યો.

આ નવા ક્રાંતિવાદીઓએ લોકોને લડતની દોરવણી અને સૂચનાઓ આપી. શ્રી જયપ્રકાશ નારાયણે આઝાદીના સૈનિકોને ઉદ્દેશીને લખેલાં એક બીજા પત્રમાં જણાવ્યું કે,

"છેલ્લા થોડા મહિનાઓ થયા ગાંધીજી અને વાઈસરોય વચ્ચે ચાલેલા પત્રવ્યવહારમાંથી એક વિષમ ફણગો ફુટી નીકળ્યો છે. લોકો

હિંસા અને અહિંસાના પ્રશ્ન વચ્ચે ઝોલા ખાય છે. મને લાગે છે કે આ તફાવત હિંસા અને અહિંસા વચ્ચેની પસંદગી નિરર્થક છે. આઝાદીનો દરેક સૈનિક તેને ઠીક લાગે એ પદ્ધતિએ કાર્ય કરવા સ્વતંત્ર છે. જેમને અન્યમાર્ગો પકડવા હોય તેઓ તેમ કરી શકે છે. માત્ર તેમણે એટલું જ જોવાનું કે તેઓ અન્યોન્યની અથડામણમાં ન આવે. જ્યાં 'કરો યા મરો' એ કાર્યસિદ્ધિનો મંત્ર હોય ત્યાં અથડામણનો પ્રશ્ન રહેતો જ નથી."

૯મી ઓગસ્ટના દિવસે આ ક્રાંતિવાદીઓએ દેશમાં એક સામુદાયિક હડતાલ પાડવાની ઘોષણા કરી. મજૂરોને કામધંધો તેમજ વાહન-વ્હેવારના સંબંધમાં સહાય ન કરવા વિનંતિઓ કરવામાં આવી. પણ સામ્યવાદીઓ તેમાં ન ભળ્યા. છતાં પરિણામ સરસ આવ્યું. એ. આઈ. સી. સી. એ સત્તાવાર રીતે હિંદીમજુરોને કરેલી જાહેર વિનંતિ નીચે મુજબ હતી.

"કદાચ સામ્યવાદીઓ તમને મજુરોને એમ સમજાવતા હશે કે મિત્રરાજ્યોની યુદ્ધની તૈયારીઓમાં આ જાતની સામુદાયિક હડતાલથી ખલેલ પહોંચશે. પણ ત્યારે આપણાં સ્વબચાવનું શું? આપણાં સ્વરક્ષણના પ્રયત્નો તો ઈંગ્લાંડ કેટલાય સમયથી તોડી રહ્યું છે. અને સાથીરાજ્યો તેને એ કાર્યમાં ટેકોપણ આપી રહ્યા છે. ક્રાંતિ કોઈ સમયની રાહ જોઈને બેસી રહેતી નથી. તમે મજદુરોએ કામધંધા બંધ કરી, કારખાનાઓને તિલાંજલિ આપી છે એથી તમને અમારા અભિનંદન છે. ક્રાંતિની લડતને તમે ટેકો આપતા રહેશો તો અંતમાં આપણે વિજયી નીવડીશું."

ઓગસ્ટ ૧૯૪૨ પછીના દિવસો અત્યંત કઠીન બન્યા હતાં. રાષ્ટ્રમાં અંધાધુંધી અને અન્નસંકટની કટોકટી ઉભી થઈ હતી. ઓકટો-

બરમાસમાં આ સરકારને ખબર હોવા છતાં તે યુદ્ધમાં સંડોવાયેલી હતી એથી યોગ્ય પગલાં લઈ શકી નહિ.

આ સમયમાં રાજકીય દૃષ્ટિએ બધા લોકો બ્રિટિશ સરકાર સામે દ્વેષ ધરાવતા થયા હતા. અને સામાજિક રીતે વ્યકિત સામે વ્યકિત ઘૂરકી રહી હતી. કારણકે કાળાબજારો ઉભા થયા હતાં. દરેકને શ્રીમંત બનવું હતું. બુદ્ધિમાન વર્ગે ત્રીજો માર્ગ પકડયો હતો. કોંગ્રેસની લડતને ટેકો આપવો અને અંદરખાનેથી કાળાબજારો ઉભા કરીને પૈસાદાર બની જવું. તેમને મન જૂની દુનિયાનો નાશ થયો હતો. અને તે સાથે જૂનું રાજકારણ અને સંસ્કૃતિ પણ નાશ પામ્યા હતાં. તેમના માટે નૂતન દુનિયાનું સર્જન થયું હતું, જેમાં તેઓનો અમલ શરૂ થયો હતો, અને તેઓ ધારે એમ કરી શકે એમ હતા.

આ આપણી શરમ છે. આ બધું લખવું એટલુંજ શરમજનક છે. દરેક ઘરમાં વ્યકિત સામે વ્યકિત અને સંબંધીઓ સામે સંબંધીઓ લડી રહ્યા હતાં. દરેકને કાંઈ ને કાંઈ લાલચ હતી. તેમનો કોઈ સગો વધુ લાંચ આપીને માલ ન લઈ જાય એની ચાંપતી કાળજી તેઓ રાખી રહ્યા હતાં. ખેડુતો પાસેથી કોઈ અજાણ્યો લક્ષ્મિપતિ વધુ પૈસા આપીને બધું ધાન્ય પોતાના ધાન્ય ભંડારોમાં સંતાડી ન લે એની બરાબર ખબર તેઓ રાખતા હતા.

શ્રી રામમનોહર લોહિયાએ એ અરસામાં "ક્રાંતિકારોએ આગળ ધપવું જોઈએ" એ શિર્ષક હેઠળના પરિપત્રમાં એ પરિસ્થિતિપર વેધક પ્રકાશ પાડતાં લખ્યું કે,

'ગરીબ આમજનતાએ સમજવું જોઈએ કે અનાજની સંગ્રહખોરી અને નફાખોરી માટે માત્ર સરકારજ જવાબદાર છે એ વાત ગલત છે. કેટલાક આગેવાન સુધરાઇના માણસો જેઓ પોતાને મહાસભાવાદીઓ તરીકે

ઓળખાવે છે, તેઓ પણ આ કાર્યમાં સંડોવાયેલા છે. કારણ કે તેમને યુદ્ધના પડદા આડે નફો મેળવી શ્રીમંત બનવું છે.'

આ સંગ્રહખોરીથી એકબાજુ જનતા પીસાઈ રહી હતી, ત્યારે જાપાનીઓના આ દેશપરના આક્રમણના ભણકારા પણ વાગી રહ્યા હતા. શ્રીયુત અચ્યુત પટ્વર્ધને 'ઇન્કીલાબ' નામના પત્રમાંથી ઉતારા ટાંકીને જાપાનના હુમલાની અગાહીઓ કરવા માંડી હતી. આ ઇન્કીલાબ માસિકના તંત્રીઓ શ્રીમતી અરૂણા તેમજ રામમનોહર લોહિયા હતા. શ્રી અચ્યુત પટ્વર્ધને તેમાંથી ઉતારો ટાંકતા જણાવ્યું કે,

'આપણામાંનો સામાન્ય માણસ પણ એને મળેલી બુદ્ધિથી કહી શકે એમ છે કે આપણાં જીવન અને આપણાં માલ મિલ્કત જે અત્યારસુધી બ્રિટિશ અંકુશ હેઠળ હતા એ અંકુશ હવે હઠવા લાગ્યો છે. બ્રિટિશના અપ્રતિકારી રાજ્યશાસનના દિવસો હવે પૂરા થવા આવ્યા છે."

  

# લોકક્રાંતિની અસર બંગાળ અને બીજા પ્રાંતોમાં

૧૯૪૨ની લોકક્રાંતિમાં લોકોએ બંગાળ તેમજ અન્ય પ્રાંતોમાં કેવો ભાગ ભજવ્યો અને કેવી યાતનાઓ સહન કરી એ ઘટનાનો આખો અહેવાલ સરકારી પ્રતિબંધનો ઘટ્ટ પડદો ભેદીને બહારના જગતને હજુ સુધી મળી શક્યો નથી. છતાં ગાંધીજી સાથેની મંડળીમાં આ બધા પ્રાંતો અને ગામડાઓની કંગાલ અવદશાનો ચીતાર જોવા ગયેલા એક ભાઈએ એમના પરિભ્રમણોમાં આપ્યો છે. તેઓ લખે છે :

'હુગલીની સ્વારી પછી અમે બધા ગાંધીજી સાથે બાર વાગે ડાયમંડ હાર્બર પહોંચ્યા. ત્યાંની શાંતિનો ગાંધીજીએ પૂરો આસ્વાદ લીધો. અમે ડાયમંડ હાર્બર ખાતે ઉતર્યા તે પહેલાં રાબેતા મુજબનો એમણે એમનો બપોરનો આરામ લઈ લીધો હતો. નદિનો કિનારો

લોકોથી ચીકાર ભરાઈ ગયો હતો. આ લોકો આજુબાજુના ગામડા-ઓમાંથી આવતાં હતાં અને કિનારાપરના સભાસ્થળપર ગાંધીજીને સાંભળવા માટે ભેગા થયાં હતાં. ત્યાં સાયંપ્રાર્થના કર્યા પછી સાંજે ૩–૩૦ કલાકે અમે ડાયમંડ હાર્બર છોડયું અને નદીની બીજી બાજુએ જઇ પહોંચ્યા. એ પછી અમે નાની બોટોમાં બેઠાં જે અમને મહિ-શાદલની અમારી મંઝીલે લઈ જવાની હતી. નદિ અને નહેરના કિનારા આગળ લોકો ભેગાં થયા હતા.

પરંતુ અહીં પણ કશા પોકારો થયા નહિ. ૨૦ થી ૩૦ માઇલના ઘેરાવામાંના વિસ્તારમાંથી ૫૦ થી ૬૦ હજાર લોકો પ્રાર્થનામાં હાજરી આપતા હતા. છતાં અમે કશી ગડબડ કે અશાંતિ જોઇ નહિ. સ્થાનિક નેતાઓ લોકો ઉપર કેટલો કાબુ ધરાવતા હતા તેનો આ પૂરાવો હતો. જ્યાં લોકોનાં ટોળા ગમે તે રીતે વર્તતા હોય તેઓ દેખીતી રીતે પોતાના નેતાઓની ઇચ્છાને આધીન હોતા નથી. અહીં મહાસભાવાદીઓ રોજબરોજ અસરકારક કાર્ય બજાવતાં હોવાથી એમનો હુકમ અચ્છી-રીતે બજાવવામાં આવતો હતો. અમને કહેવામાં આવ્યું હતું કે સ્થાનિક નેતાઓ શાંત કાર્યકરો હતા એટલે બહારની દુનિયા એમને જાણતી નહોતી. એ કાર્યકરો જાહેરાતથી દૂર રહેવા માંગતા હતા. મીદનાપોર મોખરે રહ્યું હતું એ હકીકત એમના પ્રયાસોને જ આભારી હતી.

૧૯૪૨માં બ્રિટિશો પાછા હટી જાય તો જાપાનીસો સામે સ્વબચાવ માટે તેઓએ એ વિસ્તારને વ્યવસ્થિત બનાવ્યો હતો. સરકારે એમની પાસેથી બળજબરીથી મોટર લોરીઓ, બસો, બોટો અને સાઇકલો લઈ લીધી હતી. જેથી જાપાનીસોના હાથમાં આ ટ્રાન્સપોર્ટ જઈ ન પડે. આ ગભરાટના પગલાંથી એમને માલમ પડયું કે જાપાનીસો કોઈપણ પળે આવી પહોંચશે એટલું જ નહિ સત્તાવાળાઓ પણ અદૃશ્ય થઇ લોકોને તેમના કિસ્મત પર છોડી દેશે.

આથી એ લોકોએ લોકોના સ્વબચાવ માટે તૈયારીઓ કરવા માંડી. તેઓએ એક મહિનાની મુદ્દતમાં ૩૦૦૦ જેટલા સ્વયંસેવકો તૈયાર કર્યાં. એ સંખ્યા વધીને ૫૦૦૦ ની થવા પામી. જેમાં કેટલીક મહિલાઓ પણ હતી

પૈસા, ચોખા અને ડાંગર એકઠા કરવામાં આવ્યા. લોકોને નીડર બનવા કહેવામાં આવ્યું. અને જુલ્મોનો સામનો કરવા પોતાના સાધનો ઉપર આધાર રાખવાનું તેમને જણાવવામાં આવ્યું. આમ આખા વિભાગને સંભાળપૂર્વક તાલીમ અપાઈ હતી. આ લોકો ખુબ જ શિસ્તબદ્ધ અને શાંત હતા. એ શું આશ્ચર્યકારક ન હતું?

એમના નેતાઓ માત્ર ભાષણો ફેંકનારા ન હતા. તેઓ ચૂંટણી દરમ્યાન ઝડપી પ્રવાસો કરે છે અને પછી લોકોના જીવનમાંથી અદૃશ્ય થઈ જાય છે. તેઓ એમની સાથે જીવ્યા હતા અને એમણે સંગીન કાર્ય બજાવ્યું હતું. જોહાકી, લૂંટ, અત્યાચાર અને જુલ્મનાએ દિવસો દરમ્યાન આવેલા વાવાઝોડાએ આ ભૂમિને છિન્નભિન્ન કરી નાખી હતી. અને કેટલાય લોકો ઘરબાર વગરના બન્યાં હતાં. અધૂરામાં પૂરો દુષ્કાળનો રાક્ષસ ધસી આવ્યો હતો જેથી ઘણા માણસો ભૂખ અને દર્દથી મૃત્યુ પામ્યા. જેલ બહાર રહેવા પામેલા થોડાક કોંગ્રેસ કાર્યકરો, અને બીજાં એ પ્રદેશના પરિચિતો આ વખતે સંકટગ્રસ્તોને સહાય આપવા એકઠા થયા. અને એક સ્થાનિક રાહત સમિતિ નીમી. આ રાહત સમિતિના આશ્રયે ૬ આશ્રયસ્થાનો, ૬ સસ્તાદરે અનાજ મેળવવાના કેન્દ્રો, ૧૫ દાકતરી રાહતના કેન્દ્રો, ૪ મફત દૂધ મેળવવાના કેન્દ્રો, ૧૨ બીયાં વહેંચણી કરતાં કેન્દ્રો, ૪ ભાત સાફસુફી કેન્દ્રો, ૧ તેલ કાઢવાની ઘાણી, અને ૩ ખાદી કેન્દ્રો ખોલવામાં આવ્યા હતા. આ કેન્દ્રોએ ચોખા, કાપડ, ધાબળા અને દવાદારૂ લોકોમાં વહેંચી આપ્યા, જેની કિંમતનો અડસટ્ટો રૂપિયા ૧,૫૮૦૦૦ સુધીનો કરાય છે. સરકારી જોહાકી સામે આપણાં નેતાઓએ ભયવિહિન હિંમ-

તથી, અથાગપરિશ્રમથી, અને અપૂર્વ શક્તિથી, લોકશક્તિનું જે સંગઠ્ઠન કર્યું એ કથા શૌર્યરંગે રંગાયેલી છે.

જર્મન હુમલાખોરોનો રશિયાએ જે સામનો કર્યો હતો એના પ્રશંશાગાન આપણે ગાઈએ છીએ. પણ જુલ્મના આ સમયમાં જીલ્લાના આ લોકોએ જે કામ કર્યાં છે એ ઓછાં નોંધપાત્ર નથી.

તેમણે રાષ્ટ્રીય સરકારની સ્થાપના કરી હતી. અને એક સરમુખત્યારની નીમણુંક પણ કરી હતી, જેને કોંગ્રેસે આપેલી સત્તાઓની મર્યાદામાં રહી કામ કરવાનું હતું. આ સરમુખત્યારને બીજા પ્રધાનોની સહાય આપવામાં આવી હતી, અને કાયદો, વ્યવસ્થા, જાહેર તંદુરસ્તી, શિક્ષણ, ન્યાય, ખેતીવાડી અને પ્રચારના બધા અંગો તેઓ સંભાળતા હતા. તેમની પાસે પોતાનું પોસ્ટ ખાતું હતું. ભાંગફોડ કરનારા, ચોર લુંટારાઓ વગેરેને પકડવામાં આવતા હતા, અને તેમના પર કાયદા પ્રમાણે પગલાં લેવામાં આવતાં હતાં.

સ્વયંસેવકોનું એક લશ્કર બનાવવામાં આવ્યું હતું. તેમાં એક અધિકારી અને સેનાપતિની નીમણુંક કરવામાં આવી હતી. લશ્કરને વિવિધ ખાતાઓ હતાં જેવાં કે લડાયકખાતું, પોલીસખાતું વગેરે. એક એમબ્યુલન્સ સાથે થોડાક પાવરધા દાકતરો, કમ્પાઉન્ડરો, બીછાનાં ઉપાડનારાઓ અને થોડીક નર્સો પણ રાખવામાં આવતાં હતાં.

સરકારે આ સંસ્થાને એક પરિપત્ર દ્વારા અંજલિ આપતાં લખ્યું છે કે, ૧૯૪૨–૪૩ ની ભાંગફોડની થોડી હકીકતો નોંધપાત્ર છે. બંગાલ પ્રાંતના મીદનાપોરમાં લુંટારાઓને બહુ સંભાળપૂર્વક અને સાવચેતીથી પકડવામાં આવતા હતા. એમને લગતી અર્થસૂચક સૂચનાઓ આપવાની પદ્ધતિ દાખલ કરવામાં આવી હતી. અને અગાઉથી આપેલા

સંકેત મુજબ તેમની હીલચાલ અંગે ઝાળ બિછાવવામાં આવતી હતી. લુંટારાઓની પાછળ પડેલા લશ્કરો સાથે દાકતરો અને નર્સોની ટુકડીઓ હંમેશાં જતી અને જખ્મી થયેલાઓની સારવાર કરતી. આ પ્રમાણે છુપીપોલીસની આ પદ્ધતિ મહત્વનું કાર્ય કરતી.

આ સર્વ કરનાર રાષ્ટ્રીય સરકારે ૧૭ મી ડીસેમ્બર ૧૯૪૨ થી ૮ મી ઓગસ્ટ ૧૯૪૪ સુધી રાજ્ય કર્યું. ગાંધીજીના ૨૯ મી જુલાઇ અને ૬ ઠ્ઠી ઓગસ્ટ ૧૯૪૪ ના લડતને ખેંચી લેવાના અને નેતાઓને તાબે થઇ જવાના છાપાં જોગા કરેલા નિવેદનોને લીધે એને વીખેરી નાખવામાં આવી હતી. એ ખરૂં છે કે સરકારે સાથે મળી જવાના શક પર કેટલાક લોકો પર વારંવાર કરવામાં આવતા હુમલાઓને લીધે આ પ્રદેશે જે કાંઇ મેળવ્યું હતું એ બધું ધુળ મળી જતું હતું. ગાંધીજીએ આવા બનાવોની વિગતવાર તપાસ કરી અને તે સાંભળીને બહુ દુઃખી થયા. એમણે કહ્યું કે આપણી રાષ્ટ્રીય સરકાર બીજી સરકારો જેવી ન જોઇએ. એતો સંપૂર્ણ અહિંસક જ હોવી જોઇએ.

બંગાળના બીજા કોઇપણ સ્થળ કરતાં આ સ્થળની જ મુલાકાત લેવાનું અમે શા માટે પ્રથમ પસંદ કર્યું. એના જવાબમાં એમજ કહેવાનું કે બીજા કોઇપણ ભાગ કરતાં આ સ્થળે વધુ ખરાબ રીતે પોલીસ અને લશ્કરીઓની ગુંડાગીરી, આગ, વાવાઝોડા અને દુકાળની ભયંકર યાતના સહન કરી છે. લોકોના દુઃખથી ગાંધીજીને ઘણું લાગી આવ્યું હતું. અને તેમને ખાસ આશ્વાસન આપવા તેઓએ અહીંની મુલાકાત લીધી હતી.

અમારી ટુંક રોકાણ દરમ્યાન અમે આજુબાજુના ગામડાઓની મુલાકાત પણ લીધી. તેમાંના કેટલાક ઉપર પોલીસે વારંવાર હુમલા કર્યાં હતા. તેમણે ક્રૂરતા સહન કરી હતી. પણ આવા જુલ્મોથી દબાઇ

જવાને બદલે લોકોમાં આત્મશ્રદ્ધા અને હિંમતનું નવું જોમ ઉભરાયું હતું, અને વિદેશી સત્તાની ધુંસરીને ફેંકી દેવાની ભાવના જાગ્રત થઇ હતી. તેઓ સ્વતંત્ર માનસના, ખુલ્લાં મેદાનોના વાસી હતાં. અને કોઇની પણ સત્તા સહન કરે એવા નહોતા.

જ્યાંજ્યાં અમે ગયા ત્યાં ત્યાં અમે પોલીસે બાળી નાખેલાં ઘરો, ગોળીથી વીંધાયેલા શરીરવાળા છોકરાઓ, વિધવા બનેલી સ્ત્રીઓ, અને પોલીસના જુલ્મી વર્તનમાં સહાય કરવાને ઇન્કાર કરનારા માણસો જેમને એ માટે જેલોમાં ધકેલવામાં આવ્યા હતા તેઓને અમે જોયા. તેઓએ એ સમયે જે કર્યું તેની યાદ કરતાં તેઓ અભિમાન લેતાં હતાં.

અમે મહિશાદલ પહોંચ્યા પછી બીજે દિવસે હું અને મારો મિત્ર ખેતરોમાં ફરવા ગયા. ત્યાં રસ્તાની એક બાજુએ માનવીની એક ખોપરી અમારા જોવામાં આવી. આ સ્થળે શું શું સહન કર્યું હતું તેનું અમને એણે ભાન કરાવ્યું. જ્યાં અને ત્યાં, જ્યારે અને ત્યારે પોલીસના જુલ્મો, વાવાઝોડાં અને દુકાળની જ વાતો હતી. તેમણે જે જે સહન કર્યું હતું તે તેમને એક ભયંકર સ્વપ્નાની જેમ યાદ આવી જતું હતું. અને તે સિવાય બીજું તેમને માટે વિચારવાનું કે વાતો કરવાનું નહોતું. અમે જે કાંઈ જોયું અને સાંભળ્યું, એ બધું જ્યાંસુધી આપણી આઝાદી અને રાષ્ટ્ર માટે નવું જીવન ન મળે ત્યાંસુધીના આવા અવિરત યત્નોની યાદ તરીકે એ ખોપરી અમારી પાસે રહેશે.

  

રવિવાર તા. ૩૦ મીની સવારે અમે મહિશાદલ છોડયું અને કોન્ટાઇનો પ્રવાસ આરંભ્યો. અમે સ્ટીમરમાં પ્રવાસ કરતાં હતાં અને નદિના કાંઠે કાંઠે બાજુમાં માણસો ગાંધીજીનું દર્શન કરવા દોડતા આવતા

હતાં. ત્યારે ગાંધીજી આવેલો પત્રવ્હેવાર વાંચતા હતા અને તેના જવાબો લખાવતા હતા. ખાડીની એકબાજુથી બીજી બાજુ સુધી તે લોકોએ કમાનો બાંધી હતી અને તેને પત્રો, પુષ્પો અને રાષ્ટ્રધ્વજોથી શણગારવામાં આવી હતી. ખાડી ઉપર આવેલા એક ગામડાના વતનીઓએ તો ગાંધીજીને સ્ટીમરમાંથી ઉતરવા માટે પગથીયાની ઉંચાઇવાળી જગ્યા બનાવી હતી, અને એક સભાસ્થાનની રચના પણ કરી હતી જ્યાંથી તેઓ પ્રવચન કરી શકે . જ્યારે અમે આવી પહોંચ્યા ત્યારે લોકમેદની જમા થઇને બેઠી હતી. ગાંધીજી તેમની સમક્ષ ભાષણ કરે એવું કાર્યક્રમમાં અગાઉથી નહોતું. પણ જ્યારે તેમણે જોયું કે લોકોએ એમને સાંભળવા માટે આવી મહાન તૈયારીઓ કરી રાખી છે, ત્યારે એમને લોકઇચ્છાને માન આપવું પડ્યું.

બપોરે લગભગ બે વાગે અમે એરીચી પહોંચ્યા અને ત્યાંથી ૧૪ માઇલના અંતરે આવેલી કાકરા નામની ખાડીએ પહોંચવા ઉતાવળથી મોટરનો પ્રવાસ કર્યો. લોકોને આગલા દિવસ સુધી જો કે પૂરેપૂરી ખબર નહોતી કે ગાંધીજી આ જગ્યાએ થોભશે છતાં તેઓએ ત્રીસથી ચાલીસ હજાર માણસો બેસી શકે એટલી જગ્યામાં વાડ બાંધી દીધી હતી. અને એક છાપરા સાથેનો સભામંચ પણ ગાંધીજી ભાષણ કરવા બેસી શકે એ માટે ઉભો કર્યો હતો. તેઓએ અમારા આરામ માટે નાના ઝુપડાંઓ પણ બાંધ્યાં હતાં, જ્યાં અમને સરસ ભોજન પીરસવામાં આવ્યું, એટલું જ નહિ તેમના યુનીયનબોર્ડની સહાયથી તેઓએ ચાર માઇલ લાંબો એક મોટર માર્ગ પણ તૈયાર કર્યો હતો. ગાંધીજી માટે બનતી સગવડો તૈયાર કરવામાં તેઓ જે પરિશ્રમ ઉઠાવતાં હતાં, અને ચીંતાભરી લાગણી દેખાડતા હતા, એ બધા પાછળ એમનો ઉંડો પ્રેમ દેખાઈ આવતો હતો.

કેટલાક અખબારના ખબરપત્રીઓ જેઓ અમારી સાથે કાકરા

આવ્યા નહોતા પણ મહીશાદલથી સીધા કોન્ટાઈ પહોંચ્યા હતા, એમણે ખબરો આપ્યા કે અગાઉ જે પ્રવાસમાર્ગ નક્કી થયો હતો એ માર્ગે ગાંધીજી પસાર થશે એવી માન્યતાથી માર્ગમાં હજારો લોકો એકઠા થયા હતા, અને રાત રસ્તામાં વિતાવી હતી.

જ્યારે આ દર્શનાતુરોને ખબર અપાયા કે ગાંધીજી તો બીજે માર્ગે ગયા છે ત્યારે તેઓ નિરાશ થઈને શાંતિથી પાછા ચાલ્યા ગયા. ભક્તને ગમે તેટલી નીરાશા અને મુશ્કેલીઓ સાંપડે છતાં તેની ભક્તિનો આવેગ રોકી શકાતો નથી. એ ભક્તિ કેટલીકવાર અનોખા સ્વરૂપે વહે છે. દાખલા તરીકે અમે ખાડીના માર્ગથી કલકત્તા પાછા ફરતા હતા, ત્યારે અમારી બોટની નજીકમાં કેડ સુધીના ઠંડા પાણીમાં શિશિરઋતુની પરવા કર્યા વગર બે ત્રણ સ્ત્રીઓ ભાવપૂર્વક હાથ જોડીને ઉભી હતી.

કરાકાથી મોટર માર્ગે પ્રવાસ કરી અમે ૭ વાગ્યે સાંજે કોન્ટાઈ પહોંચ્યા. અહીંયા અમને બે આગેવાન કોંગ્રેસીઓની મહેમાનગીરી ચાખવા મળી. તેઓ સ્વયંસેવકો તેમજ બીજા કાર્યકરોની મદદથી અમારી બધી રીતે દેખભાળ કરતા હતા. બંગાલના આખા પ્રવાસ દરમ્યાન અહીં તેમજ અન્ય સ્થળોએ તેઓએ અમારા પ્રત્યે જે લાગણી અને સૌજન્ય દેખાડ્યા તે અપૂર્વ હતાં.

કોન્ટાઇ મીદનાપોર તાલુકાના કોન્ટાઇ સબ ડીવીઝનનું મુખ્ય શહેર છે. આ તાલુકો બંગાળની નૈઋત્યે આવેલ છે. તેનો એક ભાગ દરિયા આગળ જઈને મળતી હુગલી નદિના પશ્ચિમ કાંઠે આવેલ છે, અને બાકીનો ભાગ બંગાળની સામુદ્રધુની પર આવેલ છે. આ પ્રદેશ નહેરોથી ભરચક છે અને તેનો વહેવારના મુખ્ય માર્ગ તરીકે ઉપયોગ થાય છે.

૧૯૪૨ માં દેશનેતાઓની ધરપકડ પછી થોડા સમય સુધી તો

ન્હણે તે તોફાનોમાંથી કાંઈપણ બન્યું નહિ. પરંતુ એ શાંતિ ઝંઝાવાત આવતાં પહેલાની શાંતિ હતી. છેવટે સપ્ટેમ્બરની ૨૯ મી તારીખે એમાંથી અશાંતિ ફાટી નીકળી. પોલીસ ચોકીઓને, પોસ્ટ ઓફીસોને, નિશાળોને અને સરકારી મકાનોને આગ લગાડવી, તારના દોરડાં કાપી નાખવાં, સરકારી મીલ્કતોનો નાશ કરવો, વગેરે રાજ્યતંત્રને વેરણછેરણ કરી નાખતી પ્રવૃતિઓ શરૂ થઇ. સત્તાવાળા પોતાનું ભાન ખોઈ બેઠા, અને પોલીસ અને લશ્કરી સીપાઇઓને તેમની મરજી પ્રમાણે ગામડાં સળગાવી મૂકવા, લુંટફાટ ચલાવવા, સ્ત્રીઓ પર અત્યાચાર ગુજારવા, અને ગોળીઓ ચલાવવાની છૂટ આપી દીધી. તરતમાં જ પસાર થઈ ગયેલા તોફાની વંટોળમાં ફસાઇને પરેશાન બનેલા લોકોના દુઃખમાં વધારો કરતાં એ શરૂ થયા.

એક દહાડો રાત્રે જમીને, ધંધાએ વકીલ અને મીદનાપોર જીલ્લા કોંગ્રેસ સમિતિના ઉપપ્રમુખ શ્રી ત્રીલોકનાથ પ્રધાન સાથેની વાતો દરમ્યાન મેં જે સાંભળ્યું તે અહીં આપું છું.

તેઓ એમના ભાઈ સાથે બૈરાંછોકરાં સહીત નજીકના એક ગામમાં રહેતા હતા. એમના કુટુમ્બમાં ૨૮ માણસો હતા. ૨૯ મી સપ્ટેમ્બરના તોફાનોને લીધે લશ્કરી માણસોને એ પ્રાંતમાં લાવવામાં આવતા. જુદી જુદી જગાઓએ ગોઠવવામાં આવતા, અને આસપાસના ગામોમાં ભય ફેલાવવાનું તેમને કહેવામાં આવતું. સવારના આઠ વાગ્યે તેઓ ઉપડતાં. તે લુંટફાટ ચલાવતાં, અસંખ્ય ઝુંપડાઓને બાળી નાખતાં, સ્ત્રીઓપર અત્યાચાર ગુજારતા, સાંજે ચાર વાગે પાછા ફરતાં. ઓકટોબરના પહેલા અઠવાડીયાથી એની શરૂઆત થઈ. લોકો એટલા બધા ભયભીત બની ગયા હતા કે બીજા અઠવાડીયાથી મોટી સંખ્યામાં તેઓ ગામ છોડીને ચાલ્યા જવા લાગ્યા. એમના કુટુંબના બધા માણસો પણ બે ત્રણ પુરુષો સિવાય ગામ છોડીને ચાલી નીકળ્યા. તેઓ સૌ દરિયા કિનારા પર આવેલી એક લાંબી સળંગ

પટ્ટી પર જઇને રહેવા લાગ્યા. ત્યાં ઘરો કે છાપરા પણ નહોતાં. તેથી એ સૌ ઘરબાર વગરનાને ખુલ્લા આકાશ નીચે રહેવું પડતું. અને દેખીતી રીતે જ એમાં સંભાળ રાખવા માટે થોડા પુરૂષો સિવાય સ્ત્રીઓ અને બાળકો જ મુખ્ય હતા.

૧૬ મી ઓકટોબરની સવારે ૧૧ વાગ્યે ભરતીનું મોટું મોજું આવ્યું અને તેની અડફટમાં આવેલી દરેક ચીજ ઘસડાઇ ગઇ. કેટલાક સ્થળોએ એ મોજું ૪૦ ફીટ ઉંચે ઉછળ્યું, અને કેટલાક સ્થળોએ તે સરકતી કાળી દીવાલ જેવું લાગતું હતું. એ દૃશ્ય એટલું ભયંકર હતું કે અનેક લોકો એ જોઈને બેભાન બની ગયા હતાં અથવા સ્તબ્ધ બની ગયાં હતાં. પુસ્તાની દરિયા બાજુએ ઉભેલાં બધાં લોકો મોતને ભેટયા. થોડાક અપવાદ સિવાય ગામના લોકો અને ઢોરો મૃત્યુના મુખમાં જઇને પડયા.

એની વૃદ્ધ કાકીને અંદરના ભાગમાં ચટાઈ ઉપર પાંચ માઇલ ઢસડી જવામાં આવી, અને તેની બાર વર્ષની પુત્રી, નવ વર્ષનો પુત્ર, અને ઘરના બીજાં માણસો ઝાડ તથા છાપરા ઉપર ચઢી ગયા હતા. મોજાંથી છાપરૂં કેટલેક ઠેકાણે તૂટી પડયું હતું. એ બધા લોક બાર કલાક સુધી ઝાડની શાખાઓને વળગી રહ્યા હતાં, અને પછી નીચે ઉતર્યા. એના ગામના બધા મકાનો નાશ પામ્યા હતા, અને પોતે તથા પોતાની પુત્રી સહીત એના કુટુંબના પાંચ જ માણસો જીવતા રહ્યાં.

બસોની પણ મુશ્કેલી હતી. સરકારે જાપાનીઓના ભયના કારણે એક સિવાય બીજી બધી બસો ખસેડી લીધી હતી. માત્ર ટપાલની બસ બાકી રહી હતી, અને પરવાના વગર તેમાં કોઇ મુસાફરી કરી શકતું નહિ. બીનસરકારી માણસો માટે આવો પરવાનો મેળવવો

લગભગ અશક્ય હતો, પ્રાંતિક સરકાર ખોરાક અને કેરોસીનનું વહાણ મોકલી શકવાની ગોઠવણ કરી શકી હતી, પરંતુ સબ ડીવીઝનલ ઓફીસરે રાહતબોટને એ વિસ્તારમાં દાખલ કરવાની મનાઈ કરી હતી. ક્રાંતિવાદીઓ પોતાની બંડખોર ચળવળો માટે જ્યાંસુધી પશ્ચાતાપ કરે નહિ ત્યાંસુધી તેમને ભુખે મારવા માગતા હતા. તેઓ સરકારી કે ખાનગી રાહત આપવા માગતા નહોતા. પાછળથી જ્યારે રાહત આપવાનો વખત આવ્યો ત્યારે એમણે ખાસ અમલદારોને એવી સુચનાઓ આપી કે દિવસે રાહત આપવી અને રાતે દરોડા પાડવો.

આ એવી વિચિત્ર નીતિ હતી કે સ્પેશીયલ ઓફીસરે પોતે વાંધો ઉઠાવ્યો, અને એમાંથી એક કાર્ય કરવાનું જણાવ્યુંઃ શ્રી ત્રીલોકનાથ મામલો બતાવવા નાણાપ્રધાન શ્રી શ્યામપ્રસાદ મુકરજી અને સ્થાનિક સ્વરાજ્ય ખાતાના પ્રધાન શ્રી સંતોષકુમાર બસુને કોન્ટાઈ લઈ આવ્યા, અને તેમના મારફતે વાઈસિરોયને એ વિષે નિવેદન મોકલ્યું. એમના પ્રયાસો ફળદાયી નીવડયા. એમની ધરપકડ કરાઈ, અને જીલ્લા મેજીસ્ટ્રેટ પ્રધાનો વિદાય થયા પછી એમને જેલમાં પૂર્યા.

  

અમોએ જંબુસનના ગામડાની મુલાકાત લીધી. આ ગામડું કોન્ટાઈથી બે માઈલ કરતાં પણ ઓછું દૂર છે. અહીંની ૧૭૯ ની વસ્તીમાંથી ૮૨ માણસો ભરતીના મોજાંથી, અને ૫૧ તે પછીના રોગચાળા અને દુકાળથી મૃત્યુ પામ્યા. ૪૪ કુટુંબોમાંથી ૧૮ કુટુંબો સાફ થઈ ગયાં અને વાવાઝોડામાં બધા મકાનોનો નાશ થવા પામ્યો. પ્રથમ ત્યાં છ બોટો હતી, પરંતુ સરકારે ૧૯૪૨ ની શરૂઆતમાં તે ખસેડી લીધી હતી. એક માણસે પોતાની બોટ ડુબાડીને તે બચાવી લીધી હતી. તોફાન વખતે એણે તે બોટ મારફતે કેટલાક જાનો

બચાવ્યા હતા. કોન્ટાઇની પહેલી જ સફરમાં પોલીસે એ બોટ જોઈ અને તે જપ્ત કરી લીધી. પરિણામે વધુ જાનો બચાવી શકાયા નહિ. ગામડું એક અઠવાડીયા સુધી પાણીની હેઠળ રહ્યું હતું. પાણી મીઠાં-વાળું બની જવાથી કોન્ટાઈથી બોટમાં પાણી લાવવામાં આવતું હતું. હજી પણ લોકોને પીવા માટેનું પાણી કોન્ટાઈથી લાવવામાં આવે છે. સરકારે ત્યાં રૂા. ૩૦૦૦ ના ખર્ચે એક ટયુબવેલ નાખેલ છે. કેમકે કોન્ટ્રેકટરે જે લોખંડનો ઉપયોગ કર્યો છે તે ગેલ્વેનાઇઝડ કર્યા વગરનો હોવાથી, પાણી ખતાશ પડતું અને પીવા લાયક હોતું નથી. લોકોએ પોતાની મુશીબતો વર્ણવી ત્યારે તેઓએ ખરેખર આંખમાં આંસુ સાર્યા હતા. ગામમાં મેલેરીયાનો છેલ્લા ૭ માસથી ઉપદ્રવ છે.

આતો અમે અંગત રીતે જોયું અને સાંભળ્યું. અમને કહેવામાં આવ્યું કે, વાયુશાસ્ત્રીઓએ વંટોળીઆની આગાહી કરી હતી. પરંતુ સત્તાવાળાઓએ તેની કશી નોંધ લીધી નહિ. વંટોળીઆની શરૂઆત ૧૬ મી ઓકટોબરની વહેલી સવારે થઇ અને એ પછી થોડા કલાકોમાં મોજું આવ્યું. ૨૦૦ ચોરસ માઇલના કિનારાનો પટો દરિયાનો એક ભાગ બની ગયો. અને તેમાં સ્ત્રીઓ, પુરૂષો, બાળકો અને ઢોરો તારાજ થઈ ગયાં. આ તારાજીને લગતાં બધા સમાચારો લગભગ બે અઠવાડીયા સુધી દાબી દેવાયા.

સબ ડીવીઝનમાંના ૮૨ સંઘોમાંથી ૬૭ સંઘો તરફથી મળેલા આંકડાઓ બતાવે છે કે આ ઇલાકામાં વાવાઝોડા અને દરિયાઈ તોફાનમાં ૬૯૩૭૧ ની વસ્તીમાંથી ૧૨૧૩૯ લોકો માર્યા ગયા હતા. મડદાઓથી પાણી ખરાબ થઈ ગયેલું, અને કોલેરા, મેલેરીયા, વગેરે રોગચાળો ફાટી નીકળ્યો હતો.

મે, જુન અને જૂલાઇમાં મામલો ગંભીર બન્યો હતો, અને ચીંથરેહાલ ભુખ્યા ગામડીયાઓ કોન્ટાઈમાં આવ્યા. તેઓમાંના ઘણા-

ખરા રસ્તા પર મરણ પામ્યા. એમને કશો આશરો નહતો. અને તેઓએ ખુલ્લી જગ્યા અને ઓટલાઓ ઉપર રાત પસાર કરી હતી. તેઓ વરસાદના પાણીમાં ભીંજાતા અને ભુખ્યા કુતરા અને શીયાળીયા તેમને જીવતા ખાઇ જતા. દુકાળના કારણે અનેક લોકોએ પોતાની ઘરવખરી નજીવી કીંમતે વેચી નાખી.

કોન્ટાઇનો આ સંક્ષેપમાં અહેવાલ છે. ગાંધીજીનું જાહેર પ્રાર્થના સ્થળ સંખ્યાબંધ દટાયલી લાશોવાળું હતું. એમના કકળતા આત્માઓ અમને જાણે કહી રહ્યા હતા કે, જ્યાંસુધી અમે હાલની સરકાર હેઠળ રહીશું, ત્યાંસુધી આપણા લોકોની હાલત કદી સુધરશે નહિ. શહેન-શાહત ટકી રહે તે માટે તેઓએ ભૂખે મરવું જોઇએ. આ મામલાનો અંત લાવવાનો એકજ માર્ગ એ હતો કે એમના હીતની સરકાર સ્થાપવી જોઈએ, આથી ગાંધીજી રોજ સ્વરાજની વાતો કરતાં, જેથી લોકો પોતે પોતાના રાજકર્તા બની શકે. ગાંધીજીએ રચનાત્મક કાર્ય મારફત એમને શિસ્ત પાળવાનું અને તાકાતવાન બનવાનું જણાવ્યું હતું.

  

બંગાળમાં અમે શું જોયું અને શું સાંભળ્યું તેનું વર્ણન ચિનાગોંગ વિષે થોડાક પણ શબ્દો લખ્યા વગર પૂર્ણ થઇ શકે નહિ. જો કે અમે એ સ્થળની મુલાકાત લઈ શકેલા નહિ, પરંતુ ત્યાંના એક મંડળે ગાંધીજીની મુલાકાત લીધી હતી, અને તેમને ૧૯૪૨ અને તે પછીના તોફાની સમયમાં શું શું વિત્યું તેની વીગતોથી માહિતગાર કર્યા. ચીતાગોંગ યુદ્ધના વિસ્તારમાં આવેલું હોવાથી એ વિષેના કાંઈપણ સમાચાર સખત સેન્શરશીપ વગર બહારની દુનિયાને આપવાની છૂટ ન હતી.

બંગાળનો છેક પૂર્વ તરફનો વિસ્તાર અને બર્માની સરહદ વચ્ચે ચીતાગોંગ આવેલું છે. એની પૂર્વ અને દક્ષિણની બાજૂએ ઉંચા પર્વતો આવેલા છે, જે તેને બર્માથી છૂટું પાડે છે.

એની પશ્ચિમ અને દક્ષિણ તરફ દરિયો છે. એકલી ઉત્તર તરફના જમીનમાર્ગ અને રેલ્વેથી હિંદના બાકીના ભાગ સાથે એ જોડાયેલું છે. એની ભૌગોલિક રચનાને કારણે એ બર્મા તથા હિંદ બન્નેની સરહદ સાથે જોડાયેલું છે. હાલમાં જ પૂરા થયેલા યુદ્ધને લીધે એણે અગત્યનું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. એ ટેકરીઓ અને જંગલોથી છવાયેલું હોવાથી ખેતી માટેની જમીન ચીતાગોંગની વસ્તીને ધાન્ય પૂરૂં પાડવા પૂરતી નથી. સામાન્ય સમયમાં એને મોટા ભાગે બર્માથી આયાત થતા ચોખા અને બિહાર તથા યુક્ત પ્રાંતોમાંથી આવતી દાળ ઉપર મોટા ભાગે આધાર રાખવો પડતો હતો. સ્થાનિક જે કાંઇ પાક ઉતરતો તેનો આધાર કુદરતના ફાંટા ઉપર રહેતો. કેમકે જીલ્લામાં કોઈ નહેર પદ્ધતિ નથી. આ કારણે જમીન વગરના ખેડુતો અને મજૂરો મોટી સંખ્યામાં બર્મામાં પ્રવેશ્યા અને ત્યાં પોતાનો જીવન નિર્વાહ કરવા લાગ્યા. બીજા વેપારીઓ અને સરકારી નોકરો વર્ષોનો અમુક ભાગ બર્મામાં રહેતા અને અમુક ભાગ ચીતાગોંગમાં વસવાટ કરતા. ચીતાગોંગના લોકો આમ એક યા બીજી રીતે પોતાના જીવન નિર્વાહ માટે બર્મા સાથે જોડાયેલા હતા, અને તેને તેઓ પોતાનું બીજું ઘર માનતા.

૧૯૩૦ ની સવીનયભંગની ચળવળ દરમ્યાન ચીતાગોંગે હથીયારોની પડેલી ધાડ અંગે પોતાના માટે સરકારમાં ઘણું ખરાબ નામ પેદા કર્યું હતું. એ શહેરને બંગાળની ક્રાંતિકારી ચળવળના તોફાની મથક તરીકે ગણવામાં આવ્યું. અનેક યુવાનોએ તેમાં પોતાના પ્રાણ ખોયા અને કેટલાય કેદ થયા.

એ સમયથી પોલીસે દેશના બાકીના ભાગમાં સવીનયભંગની ચળવળ ચાલતી હતી ત્યારે દમનના પગલાં માટે ચીતાગોંગને અલગ પાડી દીધું.

**હવે ૧૯૪૨ માં ચિતાગોંગની પરિસ્થતિવિષે** —૧૯૪૧ના અંતમાં જાપાનીઓના બોંબમારાથી રંગુન સારી પેઠે ઘવાયું હતું. ચીતાગોંગના જે લોકો થોડા સમય માટે કે હંમેશ માટે બર્મા ગયેલા તેમને પર્વતો કે ઘાડાં જંગલોમાંથી જીવ બચાવવા નાસવું પડયું. ત્યાં મુસાફરી માટેના માર્ગજ નહતા. તેથી હજારો લોકો ભુખ અને થાકથી મૃત્યુ પામ્યા. થોડા સમય માટે તો આગબોટોએ રંગુનથી હિંદ સુધીમાં હજારો માણસોને પહોંચતા કર્યા. પરંતુ જેવું તે બંધ થયું કે કેવળ ચીતાગોંગના નહિ પરંતુ હિંદના તમામ ભાગના લોકોનો પણ બર્માના એ પહાડી માર્ગોમાંથી ચીતાગોંગ તરફ ધોધ વહેવા લાગ્યો. પોતે કયાં જાય છે, કે શું કરે છે તેની તેમને કાંઈ ખબર નહતી. તેઓ તો એકબીજાની પાછળ એ અંતવિનાની કેડીયે હિંદ તરફ ચાલી નીકળ્યા.

એક દહાડો તવંગર હતા, તે ખભા ઉપર જરૂરી ચીજો ઉપાડતા, ફાટી ગયેલ પગે, થાક અને માંદગી સહન કરતા એ માર્ગે વહેવા લાગ્યા. અને કેટલીક વખત તો આગળ વધવાને અશકત બની મરણને શરણ થતા ત્યજાએલા માનવીઓ જેમ તેઓ રસ્તામાં પડતા હતાં.

અત્યારસુધી ચીતાગોંગને ચોખા આપતું અને તેના લોકોને કામધંધો અને આશ્રય આપતું બર્મા આમ અણધાર્યું કપાઈ ગયું અને ચીતાગોંગને તેની નાનીશી ઉપજ પર આસરે આવેલ લાખ્ખો માણસોને ખોરાક, રહેવાનું અને કામ આપવાનું આવી પડયું. એ પરિસ્થિતિ તદ્દન વિપરીત બની ગઈ. વળી ચીતાગોંગ તો હવે લશ્કરી થાણું બની ગયું હતું. હજારો સૈનિકોને ત્યાં લાવી રાખવામાં આવ્યા હતા. એમને પણ પોષવાનું હતું.

નાસી આવેલ લોકો તો તેમની સાથે અનેક વાતો લાવતા હતા. જેમાં તેમને પડેલી વિપત્તિઓની, બોંબ પડવાથી ઘરોનો નાશ થવાની અને માણસો મરી ગયાની, લુંટફાટની અને સ્ત્રીઓ પર બળાત્કારની, જીંદગી અને મીલ્કતનું રક્ષણ કરવા માટે અસમર્થ અને તૂટી ગયેલી સમાજ રચનાની, અંગ્રેજોની આંધળી પીછેહઠની, તેમની ધીખતી-ધરાની નીતિને લીધે બીજાના ભોગે પોતાનું રક્ષણ કરવાની, અને તેમની હિંદીઓ પ્રત્યે કઠોર, અને તદ્દન બેદરકારીની દિલ કંપાવનારી વાતોનો સમાવેશ થતો હતો.

તેમની આ વાતોએ અને તેમની નજરે જોયેલ હાલતે ચીતા-ગોંગના લોકોમાં અરેરાટી ફેલાવી દીધી. એ લોકોને થયું કે જાપાનીઓ બર્મા કબજે કરીને તેમના પર છાપો લગાવ્યો હોત તો તેમની પણ શી સ્થિતિ થાત ?

આમ ચાલી રહ્યું હતું ત્યાં ૨૧ મી ફેબ્રુઆરી ૧૯૪૨ માં સર-કારે કેટલાક ગામડાઓ તાત્કાલિક ખાલી કરવાનો હુકમ બહાર પાડયો. ગામવાસીઓને બીજે રહેવાની કાંઈ ગોઠવણ કરવામાં આવી ન હતી. તેમના જીવનનીર્વાહ માટે કાંઈ સગવડ કરવામાં આવી ન હતી, કે તેમને કાંઈ સમય આપવામાં આવ્યો ન હતો. તેઓ બહાર નીકળે તે પહેલાં તો સૈનિકો તેમના ઘરમાં પેઠા. લોકો ગરીબ, અજ્ઞાની અને જડજેવાં હતા. પેઢીઓથી એમણે ત્યાં જીવન વીતાવ્યું હતું. તેઓ રસ્તાપરના રખડતા ત્યજાયેલા ભીખારી બની ચૂક્યા. તેમની ધરતી-પરથી તેમને ઉખેડી નાખવામાં આવ્યા હતા. અણસારા માત્રથી ઘડી-ના છઠ્ઠાભાગમાં છોડીને નાસી જનારી સરકાર પાસેથી મદદની શું આશા તેઓ રાખે ? સરકારી અમલદારોને નસાડી જવા માટે એન્જી-નો તૈયાર ઉભાં હતાં. અને કોઈપણ પળે નાસી છુટવાની ખાનગી સૂચના સરકારી નોકરોને અપાઈ ચૂકી હતી.

સમાચારોને દબાવી દીધા હોવાથી અફવાઓ દાવાનળની જેમ ફેલાતી હતી. કહેવાતું હતું કે થોડા દિવસોમાંજ ચીતાગોંગપર હુમલો થશે, અને કબ્જે કરવામાં આવશે. જીલ્લા મેજીસ્ટ્રેટને અફાટ સત્તાઓ આપવામાં આવી હતી અને માનવામાં આવતું હતું કે ચીતાગોંગ તો લશ્કરના હાથમાં સોંપાશે, અને જરૂર પડયે ખુલ્લા શહેર તરીકે પણ જાહેર થશે.

૧૯૪૨ ના માર્ચ અને એપ્રીલમાં મુખ્ય મુખ્ય અમલદારોને ચીતાગોંગથી ખસેડવમાં આવ્યા. લોકોમાં ત્રાસ વર્તાઈ ગયો. તેમણે કોને શરણે જવું? સરકાર પણ તેમને રખડાવી જતી હતી. તેઓ ધારે તોપણ તેઓ નાસી જઈ શકે એમ નહતું. કેમકે સાઈકલ, ગાડાં-ઓ, મોટરો, લારીઓ, બસો, હોડીઓ, વગેરે વ્હેવારનાં તમામ સાધનો, જાપાનીઓ તેનો ઉપયોગ કરે એ બીકે સરકારે દૂર મોકલાવી આપ્યા હતા.

અને તેમાંયે ચીતાગોંગ તો નદી નાળાવાળું શહેર હોવાથી, હોડીઓ લઈ લેવાથી ગામડાના લોકો તો પરેશાન થઈ ગયા. વળી ખોરાકને બદલે માછલાં માટે હોડીઓની તો લોકોને ખાસ જરૂર હતી.

જાપાનીઓનો ભય માથે તોળાતો હોય, દેશ લશ્કરી અને બર્માથી આવેલા નિરાશ્રીતોથી ઉભરાઈ ઉઠયો હોય, ખાવાનું મેળવવાનું મુશ્કેલ બન્યું હોય, એકપળની નોટીસથી ગામડાં ખાલી કરવા પડતાં હોય, સરકાર નાસી જવાની અણી પર હોય અને વ્યવહારના બધા સાધનો છીનવાઈ ગયા હોય, ત્યારે લોકો અશાંત બને તે માટે તેમને દોષ કેમ દઈ શકાય? તેમને મન તેમનું નસીબ સીવાઈ ગયું હતું. અને તેમાંથી છુટવાનો બીજો કોઈ માર્ગ નહતો.

૧૯૪૨ ની મધ્યમાં દુષ્કાળના સંજોગો દેખાવા લાગ્યા. અમોએ દેખાડયું છે કે, બર્માના પતન સાથે ચીતાગોંગમાં એક લાખની વધુ

વસ્તીને ખોરાક પૂરો પાડવાનો સવાલ ઉભો થયો હતો. બર્માથી ચોખાની આયાત બંધ થતાં એની ખોરાકની પરિસ્થિતિ કઢંગી બની. જીલ્લા મેજીસ્ટ્રેટના હુકમ અનુસાર ચોખા, દાળ, ખાંડ, તેલ અને જીવનની જરૂરીયાતની બીજી ચીજો ચીતાગોંગની બહાર ખસેડવામાં આવતાં, મામલો ખૂબ જ ખરાબ બન્યો હતો. જીલ્લા મેજીસ્ટ્રેટે તા. ૧૦મી એપ્રીલ ૧૯૪૨ ના દિને બંધ બારણે વેપારીઓની સભા ભરી તેમને જણાવ્યું કે 'દુશ્મન આગળ વધી રહ્યો છે. આક્યાબ તેમના હાથમાં જઈ પડ્યું છે. ચીતાગોંગ ઉપર કોઈપણપળે હુમલો થવા પામે. કાલ સુધી રાહ જોતા નહિ. કાલ કદાચ નહિ આવે. તમે અનાજનો જથ્થો નહિ ખસેડો તો હું તેનો નાશ કરીશ. હું દુશ્મનોના હાથમાં ખોરાક નહિ જવા દઉં." આ ઉપરાંત લશ્કર ખાતાએ જે કાંઈ ખોરાક ઉપલબ્ધ હતો તેની તેણે ઉંચા ભાવે ખરીદી કરી લીધી. લશ્કરી કોન્ટ્રાકટરોએ લશ્કરી વાહનોના ખચ્ચરોને ખવડાવવા ડાંગરનો પુષ્કળ જથ્થો ખરીદી લીધો.

લોકો ભૂખેમરતા હોવાથી એક હિંદી અમલદારે આની સામે વિરોધ કર્યો, ત્યારે એક બ્રિટિશ અમલદારે એવી ટીકા કર્યાનું કહેવાય છે કે, 'ખચ્ચરોના જાન વધારે કીંમતી છે. સરકારની તમામ કાળજી યુદ્ધને પહોંચી વળવાની છે. આવા વખતે શહેરી વસ્તીની જરૂરિયાત ઉપર લક્ષ આપવાની કે તેમના માટે ખોરાક અને બીજું લાવવાની ગોઠવણ કરવાની સરકારને પડી નથી."

રેલ્વેઓ, નહેરો અને રસ્તાઓ પડીભાંગેલા હોવાથી લોકોને જેમને તેમ ચલાવી લેવાની ફરજ પડેલી. ખેતીને લગતો ઘણોખરો ભાગ લશ્કરે લઇ લીધેલો હોવાથી લોકોને સારી જેવી ખોટ સહન કરવી પડી. એના ઉપર માર્કલો સુધીના રસ્તાઓ બાંધવામાં આવ્યા હતા, ઓછામાં ઓછી ૧૦૦૦૦ એકર ડાંગરની જમીન ફરી ખેડી શકાય એની રહેવા દીધી નહોતી. એ વખતે ચીતાગોંગની ડાંગરની જમીનનો

આઠમો ભાગ ખેતી માટે નક્કામો બનાવી દેવાયેલો. કટોકટીને વધારવા જપ્તીની ચાલુ નીતિ હસ્તીમાં આવી. જે અનુસાર ડાંગરના મોજુદ જથ્થામાંથી ૨/૫ ભાગ કબ્જે કરાયો હતો અને લોકો ભૂખે મરતાં હતા. જ્યારે લશ્કરને પેટભરીને ખવડાવવામાં આવતું હતું, અને દુકાળના ખપ્પરમાં હોમાયેલા લોકો એઠવાડ માટે સૈનિકોની છાવણીની આસપાસ જમા થતા હતા. આ એઠવાડ એટલો થતો જેમાં પાંચ લાખ માણસોને જમાડી શકાય. હિંદી સૈનિકો બચેલો ખોરાક નીરાધારોમાં વહેંચતા પરંતુ તેમના ગોરા અમલદારોએ એવો હુકમ આપેલો કે આવી બચત તેઓએ દાટી દેવી અને લોકોને આપવી નહિ. શહેરીપ્રજા સાથે બીરાદરી રાખવાની તેઓ મના કરતા. એ ગોરાઓને એવો ભય લાગ્યો હતો કે લોકો સાથેના સંપર્કથી અસંતોષ ફેલાશે અને તેમની છાવણીમાં બેદીલી પેદા થશે.

આવા સંજોગોમાં ભૂખમરાનો નિષ્ઠુર પંજો ફેલાયો. ચોખાના ભાવો એપ્રીલ અને ઓગસ્ટ '૪૨માં ત્રણરૂપિયે મણ થવા પામ્યા, અને ૧૯૪૩માં મણનો ભાવ ૪૦ રૂપિયા સુધી પહોંચ્યો. કેટલાક સ્થળોએ લોકો ઝાડના પાન ખાતા હતાં. તેઓએ ખોરાક માટે પોતાની બધી ઘરવખરી વેચી નાખી હતી. જેમને પોતાના ગ્રામ્ય ઘરોમાંથી હાંકી મૂકવામાં આવેલા, તેઓ આશરો શોધતા ચીતાગોંગ આવ્યા. તેઓ થાક, ભુખમરો અને ચેપી રોગથી મૃત્યુ પામ્યા. બંગાળના બાકીના ભાગમાં ભુખમરો આવ્યો એની પહેલાં ચીતાગોંગમાં દુકાળ પડી ચૂકયો હતો. સરકારી અહેવાલ અનુસાર ૧૯૪૩માં ચીતાગોંગમાં ૧૦૪૩૨૬ કરતાં વધુ માણસો મરણ પામ્યા હતાં. પ્રવર્તક સંઘે રાહત કાર્ય ઉપાડયું હતું. પરંતુ આવી વીકટ પરિસ્થિતિમાં એક આવી ખાનગી સંસ્થા શું કરી શકે?

ચીતાગોંગમાં હવે પુનર્વસાહતના કેટલાક સવાલો ઉભા થયા છે. ઢોરોની વહેંચણી, ઓજારો, બીયાં, જીવનનીર્વાહના સાધનો, તબીબી

રાહત, કેળવણી અને નીરાધારોની બરદાસ વગેરે થવું જોઇએ. ગાંધીજીની એ અંગે સલાહ માગવામાં આવી. એમણે જવાબ આપ્યો કે સરકારની પહેલ માટે નેતાઓએ રાહ જોવી જોઇએ નહિ. પરંતુ તેમની પાસે જેટલાં સાધન મોજુદ હોય તેથી બની શકતું કાર્ય કરવું જોઇએ. એમ કરવાથી તેઓ માત્ર લોકોની હાલત સુધારી શકશે એટલુંજ નહિ, પણ પોતાની તાકાત વધારશે, વ્યવસ્થા કરવાનું શીખશે, અને સાચા સ્વરાજ્ય માટેની ભૂમિકા તૈયાર કરી શકશે.

  

ગોહત્તીથી ૯ માઇલ દૂર આસામના એક રાધાપુર નામના ગામની મુલાકાત પણ મેં લીધેલી. મારી સાથે એક વકીલ હતા. તેઓ આ જગ્યાએ કોઇ દિવસ આવ્યા નહોતા. અને અહીંના લોકોનો જરાયે પરિચય નહોતો. અમને એ જોઈને આશ્ચર્ય થયું કે લોકોની પાસે તેમની સઘળી જરૂરિયાતો, અને ખાસ કરીને ખાધાખોરાકી તેમની પાસેજ હતી. દરેક ઘરને તેની આસપાસ જમીન હતી. તેમાં તેઓ વાંસ, કેળ, નાળિયેર, નાગરવેલ, સોપારી, કોબી, ફુલાવર, મરચાં વગેરે વાવતા. દરેક કુટુંબ પાસે ગાય, બકરી વગેરે જાનવર હતાં. બાજુમાંથી વહેતી બ્રહ્મપુત્રામાંથી માછલાં મળતાં. મેં જે ગામડીયા જોયા તેમની સાથે વાતો કરતાં જણાયું કે તેમને કોઈ દિવસ ખોરાકની તંગી અનુભવવી પડી નથી. કારણકે તેઓ વધારાની ચીજો બહાર મોકલતાં નથી. ફક્ત જે ચીજો પર તેમને બહારનો આધાર રાખવો પડતો, અને જેને માટે સહન કરવું પડતું, તે ખાંડ, સીંગતેલ કેરોસીન, અને મીઠું હતાં. ખાંડ અને સીંગતેલ તેઓ ઉત્પન્ન કરી શકે એમ હતાં. કારણ કે તેઓ શેરડી અને સીંગનુ વાવેતર કરતા. પણ કેટલાક છેલ્લા વર્ષોથી તેઓએ તે બંધ કર્યું હતું. દરેક ઘરમાં સુતર અને રેશમ વણવા માટે શાળ હતી. રેશમ તો આસામમાં

સામાન્ય હતું. ગરીબ માણસો પણ તે પહેરતાં. કારણ કે તેઓ પોતેજ તે ઉત્પન્ન કરતાં. તેમને કપડાં સંબંધી મુશ્કેલી હતી કારણ કે તેમને મીલના સુતરની જરૂર પડતી, અને તે તેમને મર્યાદીત જથ્થામાં મળતું. જો તેમણે સુતર કાંતવાની તેમની જુની ટેવને ટકાવી રાખી હોત તો આ મુશ્કેલી પણ રહેત નહિ. એ ગમડામાં કોઈ બહુ પૈસાદાર કે કોઈ બહુ ગરીબ ન હતું. અને કોઇને આર્થિક અસલામતી કે બેકારીનો ભય ન હતો. રાધાપુરમાંથી એક માણસ લશ્કરમાં જોડાયો ન હતો. એમાંથી કોઈ પણ ગોહત્તીમાં મજુર કે નોકર તરીકે કામ કરતો ન હતો. જો તમારી પોતાની જમીનમાંથી તમારી જરૂરિઆત તમારી મહેનતથી ઉત્પન્ન કરી શકતા હો તો બીજાની નોકરી કરવાની જરૂર શી? ગામડાઓને સ્વાવલંબી બનવા, અને લોકોને ચૂસણ અને ભુખમરામાંથી મુક્ત કરવા, અને તેમના પોતાનાજ સર્વસ્વ બનવાના ગાંધીજીના સિદ્ધાંતોને મેં અહીં જુદા જુદા સ્વરૂપે જોયા. મને કહેવામાં આવ્યું કે સમગ્ર પ્રાંતમાં પણ આમજ ચાલે છે.

એ ગામમાં આશરે ૧૫૦ થી ૨૦૦ કુટુંબો રહેતા હતા. આમાંના ૫૦ કુટુંબો મુસ્લીમ હતાં. પરંતુ કોઈ પણ વખતે તેઓ અને બાકીના કુટુંબો જેઓ હિંદુઓ હતા, તેઓ વચ્ચે કંઇ ઝઘડો થતો ન હતો. જ્યારે મેં તેમને આ વિષે પૂછ્યું, ત્યારે એક મુસ્લીમે જવાબ વાળ્યો કે, ‘અમે શા માટે ઝઘડા કરીએ? અમે આખરે સઘળા ભાઈઓ છીએ અને એકજ ગામમાં એકઠા મળીને કામ કરીએ છીએ, અને એકત્રીત રહીએ છીએ. દેખીતી રીતે આ જગ્યા હિંદુ મુસ્લીમ ઝઘડાના ઝેરની અસરથી મૂક્ત હતી કે જે ઝઘડો ગોહત્તી અને શીલોંગજેવા શહેરોમાં હતો.

તે વખત ચૂંટણીનો હતો અને મહોલ્લાઓ તથા જાહેર જગ્યાઓ કોંગ્રેસ અને મુસ્લીમલીગના પોસ્ટરોથી ભરેલી હતી. એમ જણાતું હતું કે આ ઝઘડાનું મુળ અવશ્ય રીતે રાજકીય હતું. અને તે શહેરોના પ્રાથમિક રીતે જેઓ સરકારી નોકરીઓ અને ઓદ્ધાઓ શોધતા

હતા તે માણસો દ્વારા ઉભા કરાતા હતા. પરંતુ તેમાં આમપ્રજા બહુ ઓછી રસ લેતી હતી. આસામની દક્ષિણે જીલ્લા સીલહટમાં મૈમનસીંગ ગામના મુસ્લીમોને વસાવવાની સરકારની નીતિને લીધે મામલો કેટલાક વખતથી બગડતો જતો હતો. આ નીતિ આશરે ૧૯૨૫ થી શરૂ કરવામાં આવી હતી.

સને ૧૯૩૫ થી મુસ્લીમ લીગ પ્રધાનમંડળ તરફથી તેનો પાકીસ્તાનમાં સમાવેશ કરવા માટે જોશભેર પ્રવૃતિ અમલમાં મુકવામાં આવી હતી. છેલ્લા ચાર કે પાંચ વરસની અંદર હજારો મુસ્લીમોને સરકારી મદદ સાથે તે વિસ્તારમાં લાવવામાં આવ્યા હતાં. જ્યારે બ્રિટિશ એક બાજુએ આપણને એકત્ર થવાનું કહે છે, ત્યારે બીજી તરફ જાણી જોઈને એ સાધનો અને કોમી મતદાર સંઘો દ્વારા કુસંપ પેદા કરવાના પગલાં લે છે. તે જોતાં જો કોઈ આમાં દંભ હોવાનો અને આપણામાં ભાગલા પાડવાનો તેઓ સામે આક્ષેપ કરે અને તેજ સાથે બહારની દુનિયાને એમ બતાવે કે આપણે એકત્રથઈએ કે તરતજ બ્રિટન હિંદ છોડી જવા તૈયાર છે ત્યારે તે માટે તેને ઠપકો આપી શકાય નહિ!

કુદરતની મહેર હોવાથી માણસો સહેલાણીઓ બન્યા હતાં. તેમણે સરકારી દમનને લીધે ઘણું સહન કર્યું હતું.

એથી જ્યારે એમણે ગાંધીજીનું સ્વાગત કર્યું, ત્યારે ગાંધીજીના હૃદય ઉંડાણમાંથી આવતા શબ્દોથી તેમના દુ:ખી આત્માને આશ્વાસન મળ્યું અને તેમની હતાશા દૂર થઈ સુખશાંતિ મળ્યાં એટલુંજ બસ, હતું. ગાંધીજીએ તેમને કાર્યશીલ બનવા કહ્યું, અને તેમના પડોશમાં સઘળું વ્યવસ્થિત કરવા, ધ્યાન એકત્રીત કરવા આદેશ આપ્યો. તેમણે આ લોકોને બતાવ્યું કે સત્ય અને અહિંસાનું પાલન કરવાથી કેવળ સ્વરાજ જ નહિ પરંતુ રામરાજ પણ મળશે. પણ તેમણે કાર્ય કરવું પડશે. ભયરહિત અને એક બનીને હમણાં અને અહીંજ કાર્ય કરવું પડશે. એજ એમનો સંદેશ હતો, પુરાતન છતાં નીત્ય નવીન.

# ગુપ્તવાસના પરિભ્રમણો.



ઓગસ્ટની લોકક્રાંતિમાં જે બનાવો બન્યે જતા હતા તેનું શ્રીમતી અરૂણા અને તેમના સહકાર્યકરોને ભાન હતું. પ્રાંતેપ્રાંતની કરૂણ કથાઓએ તેમના હૈયા વીંધી નાખ્યા હતા. લોકો દુકાળમાં મરી રહ્યા હતા, સ્ત્રીઓ પર અત્યાચારો ગુજરતા હતા. ગરીબી, ભૂખમરો, રોગચાળો, ત્રાસ વગેરેથી ઓગસ્ટની લોકક્રાંતિ સગર્ભ હતી. શ્રીમતી અરૂણાએ એ દરમ્યાન અજ્ઞાતવાસમાં રહીને બ્રિટિશ સરકાર સામે આઝાદીના મોરચા માંડયા હતા.

લગભગ સાડા ત્રણ વર્ષ સુધી ભુગર્ભમાં રહીને એમણે કરેલી પ્રવૃતિઓમાં જીવનના અનુભવો અને રોમાંચોની પરંપરાઓ પડી છે. તેમની ધરપકડના વોરંટો નીકળી ચૂકયા હતા. કાયદા અને વ્યવસ્થાની જાળવણી કરતા સરકારના છુપી પોલીસના માણસો તેમની પાછળ પડયા હતાં. દેશના એક છેડાથી બીજા છેડા સુધી અરૂણાબેનનો

પડછાયો સત્તાવાળાઓને ભડકાવી રહ્યો હતો. તેમનો પડછાયો જાણે બધે સ્થળે ભમતો હતો છતાં કોઈપણ ઠેકાણેથી એ ઝડપાઈ શકતો નહતો. તેઓ અહીંથી તહીં ઘૂમતાં હતાં. તેમની આંખોમાં કોઈ અજબ પ્રકાશ ચમકતો હતો. લોકો સાથે એમનો સંપર્ક નીત્યનો હતો. તેઓ સર્વ ઠેકાણે નીરંતર તેમને મળી શકતા હતાં. હિંદના લાખ્ખો નરનારીઓના હૃદયમાં એમનું સ્થાન નક્કી થયું હતું છતાં નોકરશાહી તેમને શોધવા આકાશ પાતાળ એક કરી રહી હતી. હજારો ઘરોના બારણાંઓ હંમેશા તેમને આવકારવા ખુલ્લા રહેતા હતા. બ્રિટિશ સરકારની પોલીસ અને કાયદાની પકડમાંથી છટકીને ભાગતી ફરતી આ મહિલાને આશ્રય આપવામાં આવા ઘરો એક પ્રકારનો ગર્વ અને આનંદ લેતા હતા. તેઓ ઘણાં માણસોને એક સ્વરૂપ હોવા છતાં વિવિધરૂપે દેખાતા હતા. આ બહુરૂપી મહિલા શ્રીમતી અરૂણા જ છે એવી જ્યારે તેઓને ખબર પડતી ત્યારે તેઓ આશ્ચર્યમાં ગરકાવ થઈ જતાં. આ નારીરત્નને આપણાં અભિનંદનો છે. ગુપ્ત-વાસમાંથી, બંધનોની દુનિયામાંથી, તેઓ ફરીવાર મૂક્તિની અને પ્રકાશની દુનિયામાં આવ્યા છે, જ્યાં એમનું જીવન વીત્યું છે, અને જ્યાં એમણે આઝાદીના સ્વપ્નો સેવ્યા છે. અને એ રીતે અમે પણ એમને આવકારીએ છીએ. તેમની માટે નૂતન જીવન અને નવીન માર્ગો રાહ જોઈ રહ્યા છે.

દિલ્હી બ્રિટિશ સામ્રાજ્યવાદનો અભેદ દુર્ગ છે. શ્રીમતી અરૂણા આસફઅલીનું મુખ્ય મથક અને રહેઠાણ પણ દિલ્હી જ છે. 'હિંદ છોડો'નો ઠરાવ મુંબઈની એ. આઈ. સી. સી. માં પસાર થયા પછી તેમની ધરપકડનું વોરંટ પણ અહીંથી જ બહાર પડેલું. અરૂણાબેન એ. આઈ. સી. સી. ની આ યાદગાર બેઠકમાં હાજરી આપવા આવેલા.

ગાંધીજી સાથે શ્રી અસફઅલીને પણ ૯ મી ઓગસ્ટ ૧૯૪૨ ની વહેલી સવારે કારાવાસમાં ઉપાડી જવામાં આવ્યા. અચાનક પાસો

ફેંકવામાં આવ્યો હતો, અને બ્રિટિશ સામ્રાજ્યવાદે દેશમાં ઉભી થયેલી નવીન પરિસ્થિતિનો મુકાબલો કરવાનો નિર્ણય કરી લીધો હતો. બહુ લાંબા સમય પહેલાં સર સેમ્યુઅલ હોરે બ્રિટિશ પાર્લામેન્ટ સમક્ષ જ્યારે આવીજ પરિસ્થિતિ ઉભી થયેલી ત્યારે કહેલું કે 'કુતરૂંય ભસ્યું નથી.'

કદાચ ચર્ચીલ, એમરી, લિન્લીથગો અને તેમના સાથીદારોએ વિચાર્યું હશે કે ઇતિહાસ તેનું પુનરાવર્તન કરે છે. પણ હકીકતમાં હિંદની જનતા એક નવીન તવારીખ સર્જી રહી હતી.

નેતાઓને પકડી લેવામાં આવ્યા હતા. અને તેમને દૂરદૂરના અભેદ જૂના કિલ્લામાં પૂરવામાં આવ્યા હતા. હિંદની મહાન સંસ્થા કોંગ્રેસ સામે પ્રતિબંધ મુકવામાં આવ્યો હતો અને તેને ગેરકાયદે જાહેર કરવામાં આવી હતી. નેતાઓની દોરવણી વગરની જનતા સ્વયંભૂ પ્રેરણાથી અને સ્વનિર્ણિત કાર્યક્રમ ઉપાડી લેવા પ્રેરાઇ. જનતાએ મક્કમ નિશ્ચય કર્યો હતો કે સામ્રાજ્યવાદની વણઝારને વગર સામને આગળ વધવા ન દેવી.

આવી અણીની ઘડીએ અરૂણા અને તેમના બીજા સાથીદારોએ હિંદી નેતાગીરીના પડદા પર દેખાવ દીધો. ગાંધીજીએ 'હિંદ છોડો'નું પ્રેરક સૂત્ર જનતાને આપ્યું હતું. આ સૂત્રને જીવંત સ્વરૂપ આપવા તેમણે લોકોને કહ્યું કે દરેક માણસ સ્વતંત્ર છે. સ્વતંત્ર તરીકે વર્તો; અને સ્વતંત્ર રીતે કાર્ય કરો. અરૂણાએ મહાત્માજીના આ સંદેશાને જીવનમાં ઉતાર્યો. ૯ મી ઑગસ્ટ ૧૯૪૨ ના ત્રણ દિવસ અગાઉ અરૂણાબેને કહ્યું હતું 'હવે જીવન અથવા મરણનો પ્રશ્ન છે. આપણે આ રીતે લાંબા સમય સુધી ટળવળશું નહિ. તેમણે આ પ્રમાણે નિર્ણય કરી લીધો હતો. તેમનો માર્ગ સ્પષ્ટ બન્યો હતો. તેમણે કહ્યું, 'લોકો સમક્ષ જીવનની એક મહાન તક આવી છે. આવી તક ફરી

ફરીવાર આવતી નથી. તેનો સદઉપયોગ કરી લેજો. બળવામાં દોરવણીની જરૂર નથી. આપણે જો એ બળવાને સાચે માર્ગે નહિ વાળીએ તો તે નિષ્ફળ નીવડવાનો. જોકે એ કાર્ય ઘણું મુશ્કેલ છે. પરંતુ તે માટેનો રસ્તો સીધો અને સરળ બનાવી શકાય છે. કારણ કે હવે અંદરના નાના નાના વર્તુલો અને જૂના કજીયાઓની જગ્યાએ એક સંયુક્ત મોરચો રચાશે. જે બળવાને સુંદર વિજય અપાવશે."

તેઓ વીરાંગના બન્યા હતા. તેમની આંખોમાં એક અપૂર્વ જ્યોત ચમકી ઉઠી હતી. જેમાંથી સામ્રાજ્યવાદને સળગાવી નાખવાના તણખા ઝરતા હતા, તેઓ કાર્ય કરવામાં માનતા હતા. તેમના કાર્યમાં ક્યાંય નિર્બળતા નહોતી. તેમની નેમ કાર્ય પૂરૂં કરવાની જ હતી. એથી એમણે સમાજને છેલ્લા સલામ કર્યા, જે સમાજપર એમને અગાધ પ્રેમ હતો અને જેને સ્થાપવા માટે તેમણે ખૂબ પ્રયત્નો કર્યા હતા, તેને તિલાંજલિ આપતાં એમના અંતરમાં જરાય થડકો થયો નહિ. જે દિલ્હીના સમાજના એક ચમકતા સીતારારૂપે એકવાર હતા એ રૂપે, એ સ્થાને હવે હશે નહિ. જે આધુનિક ફેશનથી રંગાયેલા વર્તુલોમાં, અને ભભકભર્યા હોટલોમાં એકવેળા ઘૂમતાં હતાં, અને જેમની હૂંફભરી અને માનનીય હાજરી થકી એ સ્થાનો શોભતા હતાં, એ સ્થાનો હવે તેમની હાજરી વગર શૂન્ય જેવા લાગતા હતાં.

અરૂણાબેને પોતાના કાર્યક્ષેત્રની પસંદગી કરી લીધી હતી. તેમણે આઝાદ થવાનું નક્કી કર્યું હતું. અને એ માટે તેમણે યાતનાઓથી ભરેલી, અને આપમેળે વ્હોરી લીધેલા દુઃખોવાળી, ત્યાગની ભાવનાથી ભરેલી જીંદગી સસ્મીત સ્વીકારી લીધી હતી. જીવનને તાદૃશ્ય સ્વરૂપમાં જોવું એજ તેમનું ખરૂં સુખ બન્યું હતું. આ એક નવું પરિવર્તન હતું. સત્યમાંથી અસત્યમાં જવાનું, સંસ્કારમાંથી જડ અસંસ્કારમાં જવાનું, પ્રકાશમાંથી અંધકારમાં જવાનું. તેમનું આ પરિવર્તન

અણુધાર્યું હતું. હજુ તેમને જનતા બરાબર ઓળખતી નહોતી. એ ખરૂં હતું કે લાંબાસમયથી તેઓ જાહેર જીવનમાં રસલેતા હતા, છતાં એ જીવન માત્ર સામાજિક કાર્ય પૂરતુંજ હતું.

જોકે અસહકારની ચળવળ દરમ્યાન તેઓએ જેલજીવન સ્વીકાર્યું હતું. એ જીવન એક પવિત્ર અને ધાર્મિક ફરજ માનીને એમણે પસંદ કર્યું હતું, છતાં એ પ્રકારના જીવનમાં તેઓ ઓતપ્રોત બન્યા નહોતા. હજુ એમને ફેશનનો મોહ હતો. દિલ્હીના તેઓ પ્રતિકરૂપ હતા.

એમનું વ્યકિતત્વ પ્રથમ અખિલ હિંદ મહિલા પરિષદમાં ઝળકી ઉઠયું. જો કે એ પરિષદ દરમ્યાન જે કાર્ય મુશ્કેલીભર્યું હતું એતો એમણે સત્યવતીદેવી પર છોડી દીધું હતું. આ મહિલાએ તેની આખી જીંદગી લોકસેવા અને દેશસેવામાં વીતાવી હતી. આ બન્ને મહિલાઓ વચ્ચે સુંદર સુમેળ હતો. હમણાં કરાવાસમાંથી છૂટયા પછી જ્યારે તેઓ દિલ્હી ગયા ત્યારે એમના મૃત્યુના સમાચારથી અરૂણાદેવીને આઘાત લાગ્યો. એમનુંસ્થાન સૂનું પડયું હતું. સત્યવતીના મૃત્યુ પછી જે અંધકાર છવાયો છે તેમાં અરૂણા ફરીવાર પ્રકાશ લઈ આવશે. જે સિદ્ધિઓ સત્યવતીને વહેલી સાંપડેલી એ સિદ્ધિઓ શ્રીમતી અરૂણા પોતાના જીવન દરમ્યાન મેળવશે.

અરૂણાના ગુપ્તવાસથી દિલ્હીની સોસાયટીને જે ગેરલાભ થયેલો અને ખોટ જણાયેલી તેટલો જ લાભ જાહેર જનતાને થયો. પંદર વર્ષ પહેલાં કરાંચીમાં ભરાયેલી કોંગ્રેસની બેઠક વખતે આ અરૂણા બહુ આનંદી અને આત્મસંતોષી પંખીણી જેવી લાગતી હતી. જો કે ત્યારે પણ એની બુદ્ધિપ્રતિભા ચમકારા મારતી હતી. એ દિવસની અરૂણા 'હિંદ છોડો'ના ઠરાવ વખતની અરૂણા સાથે સરખાવી શકાય નહિ. એ વખતે તે શ્રીયુત અસફ્અલી સાથે લગ્નગ્રંથીથી જોડાઇ પણ નહોતી. તેમના લગ્ને એક જબરદસ્ત ખળભળાટ મચાવ્યો હતો. કારણ

કે બન્ને એક સરખા ફેશનેબલ હતા. અને બીજાં નવદંપતીઓની જેમ આનંદ માણતા હતા. શ્રીમતી અરૂણા સર્વ રીતે અંગ્રેજી સંસ્કારોથી ઘેરાયેલા હતા અને ઓકસફર્ડમાંથી તાજાજ પાછા ફરેલા બેરીસ્ટર અસફઅલીની પ્રતિભા પણ ખૂબજ આકર્ષણ ઉભું કરતી હતી. આ બન્ને પ્રતિભાઓ મસુરીખાતે અચાનક અન્યોન્યના સમાગમમાં આવી. બન્નેમાં પ્રેમના અંકુરો ફુટયા. સહચાર વધ્યો, તેમની વચ્ચે વયની અસમાનતા હતી, છતાં એ પ્રેમની આડે આવી શકી નહિ. લગ્નગ્રંથીથી જોડાવાનો આ જોડાએ નિર્ણય કર્યો. જો કે ધર્મ, રીતરીવાજો, વગેરે તેમની આડે ઉભા હતા. જો કે સીવીલ મેરેજ માટે અરૂણા પુખ્તવયની ગણાતી નહોતી, અને માતાપિતાની સંમતિની પણ જરૂર હતી. માર્ગ માત્ર એકજ હતો કે ધાર્મિક રીતીએ લગ્ન કરવા. શ્રીયુત અસફઅલીને આ નવયુવતીમાં જીવનની સહચરીનું દર્શન થયું હતું અને અરૂણાને પણ નવલસંસારનું સ્વપ્ન મળ્યું હતું. તેણે આખરી નિર્ણય કરી લીધો અને ઇસ્લામધર્મ અંગીકાર કર્યો. પ્રખ્યાત મુસ્લીમ મોલવી મૌલાના અહમદ સૈયદે એમના જીવનને એક તાંતણે લગ્નગ્રંથીથી બાંધી દીધાં.

જે સમાજને મન અરૂણા સુંદર, કમનીય, બુદ્ધિપ્રધાન, નાજુક, પુષ્પજેવી લાગતી હતી એ શ્રી અસફઅલીને મન એક આદર્શ ધર્મપત્નિ અને જીવનની સહચરી હતી. તેમના જીવનનું મિલન કોઇ અપૂર્વ પળોએ થયું હતું. બે સુતાલમાં વાગી ઉઠતા હૈયાઓનું મિલન પતિ અને પત્નિના રૂપમાં થયું હતું.

તેમનું જોડું એક આદર્શ જોડું હતું. કારાવાસ ભોગવીને જ્યારે નાદુરસ્ત તબીયતે શ્રી આસફઅલી ગૃહપ્રતિ પાછા વળ્યા ત્યારે અરૂણા વિનાનું ઘર એમને શૂન્ય વેરાન જેવું લાગ્યું હતું શબ્દોમાં વર્ણવી ન શકાય એવું દુઃખ ત્યારે એમને થયેલું.

શ્રી આસફઅલી તો મૂક્ત બન્યા હતા. પણ શ્રીમતી અરૂણા કાયદાની પકડમાંથી દૂર દૂર ભાગતા હતા. તેમણે ભુગર્ભવાસ સ્વીકાર્યો હતો. એ સમય આત્મમંથનનો હતો. તેઓ પોતાના અંતરમાં પોતાને ઢુંઢી રહ્યા હતાં. જીવનમાં શ્રદ્ધાએ પ્રવેશ કર્યો હતો. અને સાથો સાથ અનુભવોની પરંપરાઓએ એમને દૃઢ કર્યા હતા. જ્યારે તેઓ પ્રણયમાં પડ્યા હતા ત્યારે એમનું હૃદય થોડાક માણસોના સંઘમાં કેન્દ્રિત થઈને પડ્યું હતું. પણ 'હિંદ છોડો' ઠરાવની લગનીએ એમને સમસ્ત માનવસંઘના કરી દીધા.

દિલ્હીના સત્તાવાળાઓ તરફથી એમની ધરપકડનું વોરંટ નીકળી ચૂકયું હતું. છતાં તેઓ જાણતા હતા કે તેમનું કેટલુંક અગત્યનું કાર્ય દિલ્હીના ક્ષેત્રમાં જ પડ્યું હતું ચારેકોર પોલીસ એમને પકડવા બારીક દેખરેખ રાખી રહી હતી. છતાં એ શહેરમાં તેઓ કેવી રીતે પ્રવેશ પામ્યા એ એક અણઉકેલ્યું રહસ્ય રહ્યું છે. તેમણે મુંબઈ છોડ્યું પણ નિર્ણિત સમયે દિલ્હી પહોંચી શકયા નહિ. માર્ગમાં તેઓ એકાએક ગૂમ થઈ ગયા. તેઓ ગ્વાલીયરમાં ઝબકયા પણ વધુ વખત એ સ્થાને રોકાઈ શકયા નહિ. ભૂલભૂલામણીની થાપ આપતા તેઓ બ્રિટિશ સલ્તનતની એ પાયતખ્તમાં ઘુસી ગયા, જ્યાં તેઓ હજારો માણસોના સમાગમમાં આવી શકયા પણ, જેઓ તેમને પકડી લેવા માગતા હતા, એમની દૃષ્ટિ મર્યાદાથી તો દૂર જ રહ્યા હતા.

દિલ્હીમાં તેમની હાજરીની ગંધ મહિલાદલ મારફત ધડાકાબંધ પ્રગટ થતાં બીનકાયદેસર પરિપત્રોમાંથી આવવા લાગી. એ બુલેટીનો દ્વારા તેઓ વિદ્યાર્થીઓને નવી લડત માટે ઉશ્કેરી રહ્યા હતા. પણ અંતે એકજ જગ્યાએ વધુ વખત સુધી સંતાતી ફરતી વ્યક્તિ કાયદાની પકડમાંથી ક્યાં સુધી બચી શકે ?

દિલ્હીમાંના એ અઠવાડીયાઓ દરમ્યાનની એમની ગુપ્તવાસની કેટલીક વાતો બહાર આવવા પામી છે. કેટલાક કહેતા કે તેઓ બુરખો પહેરીને દિલ્હીના રાજમાર્ગો પર ઘુમતા જોવામાં આવ્યા હતા. પણ એ વાતમાં વધુ વજુદ લાગતું નથી. એમણે સર્જાવેલું વાતાવરણ જ્યારે ઉગ્ર ટોચે પહોંચ્યું ત્યારે એમની શોધખોળ પણ એટલા જ વેગપૂર્વક હાથ ધરવામાં આવી હતી. કેટલાક ઉચ્ચ સરકારી અધિકારીઓ એમને પકડવા આકાશપાતાળ એક કરી રહ્યા હતા. પણ કોઈપણ એમનો પત્તો મેળવી શક્યું નહિ. અંતે એક અધિકારીએ એના ઉપરીને કહ્યું: 'દિવસો થયાં અમે નવજાણાં એને શોધી રહ્યા છીએ પણ ક્યાંયથી એમની હસ્તીની નીશાની પામી શક્યા નથી. અમે જાણીએ છીએ કે તે અહીંયા જ છે છતાં એમની ભાળ મળવી મુશ્કેલ છે. પણ અમે શું કરીએ જ્યાં દિલ્હીના લાખ્ખો માણસોનો મોરચો મંડાણો હોય, તેઓ એને આશ્રય આપી રહ્યા હોય, ત્યાં અમારૂં શું ગજું ? આ તો કંટાળાભરેલું કાર્ય છે."

એક બીજી વેળાયે આષ્ટી ચીમૂરના બનાવો અંગે દેશમાંથી ચારેકોર જ્યારે શ્રી. આર. એસ. અણે ઉપર એ બનાવોની તપાસ કરી એની સત્ય હકીકતો બહાર પાડવાનું દબાણ કરવામાં આવ્યું, અને ત્રણેક મહિલાઓએ પ્રતિનિધિત્વના રૂપમાં એમની એ માટે મુલાકાત પણ લીધી, ત્યારે તેઓ અકળાઈને બોલી ઉઠેલા : "મને શ્રીમતી અરૂણા પાસે લઈ જાઓ. હું એમને બધું સમજાવી શકીશ."

પણ ભુગર્ભવાસનું જીવન એ નિરંતર ભયથી ઘેરાયેલું જીવન હતું. આવતીકાલે ક્યાં પડાવ નાખવો પડશે, ક્યાં ભોજન લેવું પડશે એ આગળથી નક્કી કરી શકાતું નથી છતાં વિવિધ જાતના અનુભવોમાંથી પસાર થયા પછી ગુપ્તજીવન જીવતી વ્યક્તિને પરિસ્થિતિની ગંભીરતાના અણઉકેલ કોયડાઓ ઉકેલવાની નવી સમજણ મળતી જાય છે. બીજી પરિસ્થિતિમાં અથવા કારાવાસમાં પડેલી વ્યકિતને સુંદર વિચારો

કરવાની અને ચિંતન કરવાની કેટલીક મોંઘી પળો ક્યારેક મળી જાય છે. કેટલીકવાર એના જીવનમાં નવી કલાઓ પણ ઉઘડે છે. પણ ભુગર્ભવાસમાં રહેલી વ્યક્તિને આવી કોઇ પળો સાંપડતી નથી. એતો એકમાત્ર લડતનાજ મધ્યવર્તી ખ્યાલમાં કેન્દ્રીત થયેલી હોય છે. અને સમયના વહેવા સાથે એના નિર્ણયમાં એ વધુ મક્કમ બનતી જાય છે.

શ્રીમતી અરૂણા અસફઅલી વિષે પણ આમજ બન્યું હતું. 'હિંદછોડો' ના મહાસભાના ઠરાવને વ્યવસ્થિત રૂપ આપવા અને તેનું ક્ષેત્ર વિસ્તૃત કરવા પાછળ તેમણે જે જહેમત ઉઠાવી હતી એ માટે તેઓ આજપણ ગર્વ લ્યે છે. એ અંગે જે બનાવો બન્યા તેની જવાબદારી એમણે ક્યારેય કબુલી નથી. આળસુવર્ગમાં આવતી રાજદ્વારી પ્રવૃતિઓ એમને જરાય ગમતી નથી. તેઓ લડતના અગ્નિક્ષેત્રમાંથી પસાર થઇને વગર આંચે બહાર નીકળી આવ્યા છે. તાજેતરમાં એમની મૂક્તિ પછીના પ્રવોચનોમાં એમના મીજાજનો ધ્વનિ ઉઠે છે.

શ્રીમતી અરૂણા અન્ય રાજદ્વારી આગેવાનોની જેમ એવી માન્યતા ધરાવતા થયા છે કે આ બધા નેતાઓની મૂક્તિ પછી બલિદાનની કથા ભૂલાઇ જવી ન જોઇએ. ૧૯૪૨ ની લોકક્રાંતિને યશસ્વી બનાવવી હોય તો 'હિંદછોડો'ના ઠરાવને યથાર્થ કરી દેખાડવો જોઇએ.

તાજેતરમાં એમનાં પ્રવચનોમાંથી ઉઠતો મુખ્યધ્વનિ એની સાક્ષી પૂરે છે. બ્રિટિશ માલના સંપૂર્ણ બહિષ્કારથીજ સરકારને પરાજય આપી શકાશે. ચૂંટણીઓ અને ઓદ્ધાઓના સ્વીકાર પછી પણ બહિષ્કારજ રાજકીય હથિયાર બનવું જોઇએ.

અરૂણાબેનતો હિંદનો ઉન્નત પ્રાણ છે. એમના વ્યક્તિત્વ અને જીવનમાંથી જડી આવેલા કેટલાક પ્રસંગો નોંધપાત્ર લાગે છે. અજ્ઞાતવાસના એમના જીવન પાછળ નમ્ર, કોમળ નારીહ્રદય તરી આવે છે. એવો એક પ્રસંગ ચીતરવા જેવો લાગે છે.

સરકારે જ્યારે એમની ધરપકડ માટે એમના ઘરપર નોટીસ લગાવી ત્યારે તેઓ સંતાતા ફરતા હતા. નોટીસમાં અમૂક વખતમાં સરકારના શરણે આવવાનું એમને ફરમાવ્યું હતું છતાં એમણે એ ફરમાનની અવગણના કરી, શરણે ગયા નહિ, પણ ભુગર્ભવાસમાં જ છુપાઈ રહ્યા. તેમના ઘર તેમજ મોટરકારનો કબ્જો સરકારે લઇ લીધો. તેમની સામે ત્રણ આરોપો ઘડવામાં આવ્યા હતા. એમના સાથીઓ-માંના કેટલાક જેલમાં પૂરાયા હતા. સરકારે એમની સાથે થોડાક પોતાના માણસો પૂરી શ્રીમતી અરૂણાની બાતમી મેળવવા ઘણાં પ્રયત્નો કરી જોયા પણ બધા વ્યર્થ નીવડયા. છુપીપોલીસના માણસો કરતાં અરૂણાબેન વધુ ચપળ નીવડયા.

જ્યારે અરૂણાના માતુશ્રી તેમના બહેન પૂર્ણિમાના ઘરમાં આખરી બીમારીને બીછાને પડેલા હતા ત્યારે સરકારી ગુપ્તચરોની તેમના ઉપર સતત ચાલુ રહેલી નજર ચુકવીને તેમણે પોતાની વૃદ્ધ માતાની આખરી મુલાકાત લીધી હતી. પરંતુ સરકારી પોલીસ ખાતાની ચોવીસે કલાક તેમની પાછળ ચાલુ રહેલી શોધખોળને કારણે પોતાની માતાની અંતીમ ઘડીએ તેમની પાસે રહી શકયા નહતા. એમના ગુપ્તવાસ દરમ્યાન માતુશ્રીનું અવસાન થયું હતું. તાજેતરમાં મૂક્તિ મળ્યા પછી જ્યારે તેઓ એમના ઘેર ગયા અને માતુશ્રીના ઓરડામાં પગ મુકયો ત્યારે એમની જુની ચાકરડી બસંતી દોડી આવી અને તેમના પગે પડી કહ્યું કે, ' મા, નથી. '

આ શબ્દોએ શ્રીમતી અરૂણાને પોતાનાં માતૃગૃહના જુનાં સંસ્મરણો તાજાં કરાવ્યા, અને એ બહાદુર નારી એક બાળકની માફક બસંતીનો હાથ પકડી રડી પડી. અરૂણા તેમના બહેન પૂર્ણિમા અને બસંતી લાંબો વખત સુધી આંખમાં આંસુઓ સહિત સ્તબ્ધ બની ઉભાં રહ્યાં.

એમના લગ્નજીવનની ઘટના પણ એટલી જ વિસ્મયજનક લાગી છે. અરૂણા એમના બહેન પૂર્ણિમાને ત્યાં શ્રી આસફઅલીને મળ્યા હતા અને ત્યાં જ એમની વચ્ચે પ્રેમની ગાંઠ બંધાઈ હતી. આ પ્રકારના પ્રીતીયોગ સામે કુટુંબનો વિરોધ તો હતો જ. એ કાંઈ વર્ણવવાની જરૂર ન હોય. શ્રી અસફઅલી મુસ્લીમ હતા અને અરૂણા હતા હિંદુ. ઓછામાં પૂરી એમની વયમાં પણ બહુ અસમાનતા હતી. છતાં અરૂણા મક્કમ રહ્યા. લગ્નની વિરૂદ્ધ કોઇની પણ સલાહને લગીરે ગણકારી નહિ. તેમ છતાં જેની સાથે પ્રીતની ગાંઠ બંધાઈ હતી તે પુરૂષને પરણવાનું બળ જ માત્ર એમનામાં હતું એમ નહિ, પણ આ પ્રકારના લગ્નને સફળ બનાવવા જેટલું શાણપણ સુદ્ધાં એમનામાં હતું. એમનું લગ્નજીવન ખૂબખૂબ સુખી છે. એમણે પોતે વારંવાર કહ્યું છે કે તેમ અસફઅલી કરતાં વધારે ઉદાર, વધારે વિશાલહૃદયી પતિ હોઈ શકે જ નહિ. આ સર્વનો વિચાર કરીએ ત્યારે એમ નથી લાગતું કે ગાંગુલી કુટુંબે એક નહિ, બે નહિ, ત્રણ તેજસ્વી નારીરત્નો અરૂણા અસફઅલી, પૂર્ણિમા બેનરજી, અને નંદિતા કૃપાલાની દેશને આપેલ છે ? અને દરેક પોતપોતાની રીતે જ્ઞાનવાન, શક્તિસંપન્ન, અપૂર્વ છે.

લગ્નજીવન ગંભીર અગંભીર સર્વ પ્રકારના પ્રશ્નો અરૂણાના માર્ગમાં લઈ આવ્યું હતું. અરૂણાના પતિ માત્ર સુવિખ્યાત રાજકીય કાર્યકર જ નહિ, પરંતુ ફારસી–ઉર્દુના સમર્થ વિદ્વાન પણ છે. અરૂણાને એમાંથી એકકે ભાષા આવડે નહિ. ફરીદ અન્સારી આ બાબતમાં રોજ એમને ચીઢવતા. એ કહેતા, 'ભાભી, તમને ક્યારે ઉર્દુમાં બોલતાં આવડશે ? અમારા અસફઅલી તમારાપર આટલાં બધાં કાવ્યો જોડે છે ને શાહીનો દુકાળ પડે તેવો સંભવ પૂરેપૂરો છે, ત્યારે તમે તો એ અમર કૃતિઓને સમજી પણ શકતા નથી.'

રોજેરોજની આ ચીઢવણીનો જવાબ વાળવાનો એક સુપ્રભાતે અરૂણાએ નિશ્ચય કરી લીધો. પછી તો વહાલસોઈ સાસુએ પુત્રવધૂને થોડાક વખતમાં જેટલું શીખવાડ્યું તે મુંબઇ અને દેશના બીજા જંગલી ભાગોમાં રહેતા મિત્રોની ઠેકડી કરવા પૂરતું ઘણું હતું. એ મિત્રોને તો અરૂણા વટાવી ગયા.

૧૯૩૦ ને ૩૨ ની સવિનયભંગની લડતમાં અરૂણાને જેલવાસ મળેલો. ૧૯૪૦માં પણ મળેલો. ૧૯૪૨ માં એવી સીફતથી એ ભાગી છૂટેલા કે જેલની દિવલોને એમણે હાથતાલી આપી તે આપી.

અરૂણાને જેલનો સ્વાદ પહેલ પ્રથમ ચાખવા મળેલો, ત્યારે એક વસ્તુએ એમને બહુ વિસ્મયમાં ડુબાડેલા. જેલનું નામ લાહોર ફી મેલ જેલ એવું હતું. શા માટે ફીમેલ–માદાઓની જેલ? સ્ત્રીઓની અથવા બહેનોની જેલ એવું નામ શા માટે નહિ? આ પ્રશ્ને એમને ગંભીર રીતે વિચાર કરતાં કરી મૂકયા હતા. ખચિત જ જેલને માનવજાતી સાથે કશી જ નિસ્બત નથી. પણ નોકરશાહીના વ્યાકરણના ગૂઢ ભેદો કોણ ઉકેલી શકયું છે?

૧૯૩૨ ની લડત વખતે જેલ ઉપરાંત રૂપિયા ૨૦૦ નો દંડ પણ એમના પર નાખવામાં આવ્યો હતો. દંડ ન ભર્યો એટલે પોલીસને માટે અતિવિરલ કહી શકાય એવી માનસશાસ્ત્રીય વિચક્ષણતા એણે દાખવી. અરૂણાના પતિનું રાચરચીલું કે બેંકની સિલક પર ટાંચ લાવવાને બદલે ખૂબ કિંમતી એવી અરૂણાની કેટલીયે સાડીઓ પોલીસ ઉઠાવી ગઇ.

જ્યારે તેઓ દિલ્હીના ડીસ્ટ્રીકટ જેલમાં હતા ત્યારે રાજદ્વારી-કેદીઓ પ્રત્યે નિષ્ઠુર વર્તાવ થતો હતો. એ પ્રશ્ન અંગે વિરોધ જાગી ઉઠેલો. અરૂણા બહેને ત્યારે ઉપવાસ શરૂ કર્યાં અને માંદા પડયા તો-

પણ છોડયા નહિ. સત્તાધિકારીઓને આખરે રાજદ્વારી કેદીઓની માગણીઓને મંજુર કર્યે જ છૂટકો થયો. પણ પછી એમણે પોતાની રીતે વેર વાળી લીધું. અરૂણાને તેમણે અંબાલા જેલમાં ખસેડયાં. એ સ્ત્રીઓની જેલ નહોતી. પણ ત્યાં એકાંતવાસ સેવવાનો હતો.

નોંધપાત્ર બીના એ છે કે તે પછીના દશ વર્ષોમાં વાદપ્રધાન રાજકારણી હોંસાતુંસીમાં અરૂણાએ કશો જ ભાગ લીધો નહિ. મૂક્તિ કાજે રોજબરોજ જે પ્રયત્નો ચાલતા હતાં તેનાથી પણ તેઓ વેગળા રહ્યા. પરંતુ આ વર્ષો તે સાધનાના વર્ષો હતા. વાચન, અભ્યાસ, મનન અને માનસિક તોલનના એ વર્ષો હતાં. ખૂબ સમીપ જઈને મહાસભા સંસ્થાની ત્રૂટીઓ એમણે નિહાળી નિહાળીને જોઈ લીધી હતી. અને મૂક્તિ માટેની પદ્ધતિ અને કાર્યક્રમ માટે પોતાના વિચારો એમણે ઘડવા માંડયા હતા. 'હિંદમાંથી ચાલ્યા જાવ'ની લડતના કપરા દિવસોમાં પોતાના નિર્ણયોને અમલમાં મૂકવાનો એમને મોકો મળ્યો. તદુપરાંત, જયપ્રકાશ, અચ્યુત પટવર્ધન, રામમનોહર લોહીયા જેવા અતિરથીઓની સાથે રહીને એમને કામ કરવાનું આવ્યું હતું. પ્રસિદ્ધિમાં નહિ તો બહાદુરીમાં તેમના જેવા જ બીજા સાથીદારો પણ મળ્યા હતા. એ વખતે તેઓ પોતાના કર્તવ્યમાં અડગ રહ્યા એટલું જ નહિ, પણ ચોમેરથી એમના કાર્યની તારીફ થવા માંડી. જોખમના ભાનવિનાની વિરલ હિંમતથી, અસાધારણ નિર્ભયતાથી અને સંપૂર્ણ નિર્મમત્વથી એમણે હિંદના ઈતિહાસમાં એક ગૌરવવંતુ પ્રકરણ ઉમેરાવ્યું છે. તેઓ કહે છે, "ભૂગર્ભવાસ છોડીને બહાર આવ્યા પછીના મારા પરિભ્રમણોમાં હું ઘણા કિંમતી પાઠો ભણી છું. લોકો સામનાની લડત લડીને, સ્વપ્રયત્નથી હાલની સત્તાની અવગણના કરી આઝાદી મેળવવા મથે છે."

તેમના સુત્રો આપણે ધારીએ છીએ એટલાં અર્થહીન નથી.

એમાં તમને ઇચ્છાનું પ્રતિબિંબ જણાશે. :તેઓ પોતાના નેતાઓના નામના સુત્રો પોકારે છે. 'ગાંધીજી કી જય'નો નાદ તેઓ શરૂઆતમાં તથા અંતમાં કરે છે. આ બન્ને વચ્ચે સુભાષબાબુ, જવાહરલાલ, શાહ-નવાઝ, અને સહગલના નામની જય આવે છે. પરંતુ '૪૨ ની ક્રાંતિના શહીદો તેમના વધુ પ્રીતિપાત્ર જણાય છે, કારણ કે તેઓ અને આ શહીદો તેમના પોતાના જ સગાસંબંધી—એક લોહીના છે.

'જો પ્રચારનો અર્થ જ્ઞાન ફેલાવવાનો થતો હોય, અને આપણે માનતા હોઇએ કે દરેક માણસને સાહિત્યદ્વારા નહિ, પણ ભાષણોદ્વારા આપણી યોજનાઓના સમાચાર મળવા જોઇએ, તો જાણીતા કાર્ય-કરોની મુસાફરીની જાહેરાત કરવામાં માત્ર આવવા જવા ઉપરાંત બીજો હેતુ રહેલો છે.

ટોળાંની ઉત્સાહઘેલછા, શોરબકોર, દર્શન કરવાની પડાપડી અને પગે પડવાની ટેવ હમણાં હમણાં વધી છે. આ સામે નેતાઓનો વિરોધ ઉઠાવવાનો અને લોકોને ઠપકો આપવાનો અધિકાર છે. એ ખરું છે કે સાચી શિસ્ત અને સામાજિક કીંમત સમજવી જોઈએ. પણ કહેવત નથી કે, "સૌ સૌનો વખત હોય છે?" જ્યારે બહુ વખતથી જોયા ન હોય એવા નેતાઓ મુસાફરી કરે ત્યારે સામાન્ય માણસો ગાડી આગળ ધસી જઈ તેમનાં દર્શન માટે શોરબકોર કરે છે. શું તેમ કર-વાનો તેમને હક્ક ન હોઇ શકે? જો તેમની લોકો તરફથી કરાતી હિમા-યતોમાં જનતા સાથ ન પૂરાવે તો મહાનમાં મહાન વ્યક્તિઓ પણ કેવી હાસ્યાસ્પદ દશા અનુભવે?"

  

બે મહિલાઓ માટે દિલ્હી આજે મગરૂબ છે. ખરી રીતે તો આ દેવીઓ હિંદ માટે મગરૂબી સમાન બનેલ છે. બન્નેએ પોતાની યુવાવસ્થાથી જ રાષ્ટ્રીય કાર્ય આરંભી દીધું હતું. આ બન્ને દેવીઓ પૈકી શ્રીમતી સત્યવતી પરલોક સંચર્યા છે, જ્યારે શ્રીમતી અરૂણા અસફઅલી પુનઃ પ્રગટ થયા છે.

૧૯૪૨'ની ૯ મી ઓગસ્ટના આંદોલનો બાદ તુરત જ શ્રીમતી અરૂણા ગાયબ થઈ ગયાં હતાં. અઠવાડિયાંઓ સુધી તેઓ દિલ્હીમાં રહ્યા હતા અને સ્થાનિક સત્તાવાળાઓએ કરેલી સામુદાયિક ધરપકડો બાદ પણ મૂક્ત રહેલા કાર્યકરોમાં સબળ અહિંસક પ્રતિકાર યોજવાનો પ્રયાસ કર્યો હતો. વિદ્યાર્થીવર્ગમાં એમણે નવી ચેતના પ્રગટાવી હતી. દિલ્હીના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓમાંથી એમણે કાર્યકરોની એક સરસ ટુકડી ઉભી કરી હતી. આ સમારોહ દરમ્યાન કોઈ શ્રીમતી અરૂણાને મળતું નહોતું. પરંતુ એમનો પ્રભાવ, પ્રેરણા અને દોરવણી દિલ્હીના વિવિધ અહિંસક દેખાવોમાં જોઈ શકાતી હતી.

દિલ્હી છોડયા પછી શ્રીમતી અરૂણા કોઈ રખડતા ભૂત કે યહુદી સમા બની ગયા હતા. એમના બહાર આવવા અને અદ્રષ્ય થવા વિષે અનેક વિરોધાભાસી વાતો થતી. અને એટલે સુધી કે તેઓ એકજ સમયે અર્ધોડઝન જેટલી જુદી જુદી જગ્યાએ દેખાયા હોવાનું જણાવાયું હતું. એવો ગપ્પો પણ ઉડયો હતો કે તેઓ હિંદમાંથી છટકી ગયા છે અને સુભાષબોઝની આઝાદ ફોજમાં જોડાયા છે.

શ્રીમતી અસફઅલીને શોધવા પોલીસે ભારે ધમપછાડા કર્યા હતા અને એક શિલ્પી, એક વિમાની અફસર, એક ગેરેજ માલિક, અને સેક્રેટેરિયેટના એક અધિકારી સહિત અર્ધોડઝન ઉપરાંત માણસોને શ્રીમતી અરૂણાને આશ્રય દેવાની શંકા બદલ કેટલાયે મહિના જેલમાં ગાળવા પડયા હતા.

બેરીસ્ટર અસફ્અલીને જ્યારે કારાગારમાંથી મૂક્ત કરવામાં આવ્યા ત્યારે પોલીસ સત્તાવાળાઓએ સ્વાભાવિક રીતે શંકા સેવી કે શ્રીમતી અરૂણા પોતાના પતિને મળવાનો પ્રયાસ કરશે. આ ધારણાને કારણે એમણે ઘણી જ હાસ્યાસ્પદ ભૂલો અને મૂર્ખાઈઓનું પ્રદર્શન કર્યું.

શ્રી. અસફ્અલી જ્યારે દિલ્હીમાં વિલિંગ્ટન હસ્પીતાલમાં હતા, ત્યારે શ્રીમતી અરૂણા અત્યારે પોતાના પતિને મળી રહ્યાં છે એવી બેહૂદી બાતમી પરથી પોલીસે વિલિંગ્ટન હસ્પીતાલ પર આકસ્મીક છાપો લગાવ્યો હતો. પોલીસ જ્યારે હસ્પીતાલમાં આવી પહોંચી ત્યારે એમને ખબર પડી કે શ્રી અસફ્અલીને મળવા આવ્યા હતાં તે મહિલા શ્રીમતી અરૂણા નહિ, પણ એમની નાની બહેન શ્રીમતી પૂર્ણિમા બેનરજી હતી.

એક ચબરાક પોલીસ અધિકારીના મગજમાં એવું ભુસું ભરાયું કે શ્રીમતી અરૂણાએ પોતાના રોમાન્સમાં નવીન તત્વનો ઉમેરો કર્યો છે, અને તેઓ નર્સનો પોષાક પહેરીને પોતાના પતિની સુશ્રુષા કરી રહ્યા છે. શ્રી અસફ્અલી સાથે વિમાનમાં મુંબઈથી સીમલા ગયેલી નર્સ ખરેખર નર્સ હતી કે બીજું કોઈ તેની ખાતરી કરવા માટે સીમલામાં ભારે ધમપછાડ કરવામાં આવી હતી. છેવટે એક પ્રપંચદ્વારા આ નર્સનું માપ પણ લેવામાં આવ્યું. અને પોલીસને જ્યારે એમ જણાવવામાં આવ્યું કે શ્રીમતી અરૂણાની ઉંચાઈ કરતાં આ નર્સની ઉંચાઈ થોડાક ઇંચ ઓછી હતી ત્યારે જ એને નિરાંત વળેલી.

સૌથી વધારે ધૃણાપાત્ર એવો દેખાવ તો વાઇસિરોયભવનના એક અધિકારીએ કર્યો હતો. એમણે એ જાણવાનો પ્રયાસ કર્યો હતો કે શ્રી. અસફ્અલીની સાથે એમના મિત્ર શ્રી ભીમાણીના પત્ની તરીકે રહેતાં મહિલા ખરેખર શ્રીમતી ભીમાણી છે કે શ્રીમતી અસફ્અલી?

એક બુદ્ધિયુક્ત પ્રપંચદ્વારા વાઇસિરોય ભવનના આ અફસરે એક ચા-પાન સમારંભ પ્રસંગે શ્રીમતી બીમાણીની સન્મુખે બેઠક લીધી, અને પોતાના ખીસ્સામાંની શ્રીમતી અરૂણાની તસ્વીર સાથે શ્રીમતી બીમાણીના ચહેરાને સરખાવતાં એને જ અકળામણ થઇ અને જણાયું કે જો કોઇના પણ ચહેરાઓ સંપૂર્ણ રીતે સમાન હોય તો તે શ્રીમતી બીમાણી અને શ્રીમતી અસફઅલીના છે. ફરક માત્ર એટલો છે કે શ્રીમતી બીમાણી'શ્રીમતી અસફઅલી કરતાં બે ઈંચ ઉંચા છે.

શ્રીમતી અસફઅલી પોતાની મહાન સાહસકથા જો કયારેય પણ કહેવાના હોય તો તે ઘણી જ રસિક અને વિશ્વની એક અભૂતપૂર્વ કથા બનશે.

આપણામાંના કેટલાકને એમને મળવાનું તથા તેમની એ મહા-કથાના અમુક ભાગને જાણવાનું સદ્ભાગ્ય સાંપડયું હશે. પરંતુ એમ છતાં હજુયે એ એવી કથા છે કે જેને એમના સિવાય બીજું કોઇપણ ઉત્તમ રીતે રજુ કરી શકે એમ નથી.

ત્રણ વર્ષની યાત્તના, ભયાનક સાહસ, સખત કામ તથા મહા-મુશ્કેલીઓ, અલ્પ આનંદ અને અનેક નિરાશાઓની એ ચલાવાયેલી સખત લડતની આ એક વીરલ ગાથા છે. એમના જેવી હિંમતવાન અને સહનશીલ વ્યક્તિ જ આવા ઘેરા અંધકારભર્યા, ત્રણ ત્રણવર્ષોમાંથી સફળ રીતે જીવી શકે, અને છતાંયે ચહેરા પર યાતનાની એક રેખા-પણ ન દર્શાવે.

તાજેતરમાં સ્વાતંત્ર્ય દિનની પ્રથમ અંજલિ તરીકે દિલ્હી કમીશ્નરે આ મહિલા સામેનું ધરપકડનું વોરંટ રદ કર્યું. તેમની સામે જે આરોપો ઘડવામાં આવ્યા હતા તેમાં બે મુખ્ય હતા. એક વાંધાભર્યું સાહિત્ય પ્રગટ કરવાનો અને બીજો દર્શાવેલા સમય દરમ્યાન સરકારને શરણે ન આવવાનો.

એમના છૂટકારાના સમાચાર દેશમાં વીજળીવેગે ફરી વળ્યા. પ્રથમ તેઓ કલકત્તા ગયા અને ત્યાંથી વિમાન માર્ગે સ્વાતંત્ર્ય દિનની ઉજવણી નિમિત્તે દિલ્હી ગયા હતા. જનતાએ આ બન્ને સ્થળોએ એમને ઉમળકાભેર વધાવી લીધા હતા. ભારતની બળવાખોર પુત્રી સાડાત્રણ વર્ષનો ગુપ્તવાસ ભોગવી ફરીવાર જનતા જનાર્દનમાં ભળવા છૂટી થઇ હતી.

જેમણે જનતાની આગેવાની લઇ લોકક્રાંતિની લડત ચલાવી સરકાર કનેથી સત્તા ખુંચવી લેવામાં જે થોડીઘણી સફળતા મેળવી હતી, એવા અરૂણાબેન જૂની ઘરેડનું રાજકારણ પસંદ ન કરે એ દેખીતું છે. અજ્ઞાતવાસમાંથી વાસ્તવિક જીવનના ધમકારામાં પ્રવેસ્યા પછી તેઓ પોતાની નવી જવાબદારીઓ પ્રત્યે સંપૂર્ણ સભાન અને જાગ્રત છે. છતાં ગાંધીજી કહે છે તેમ એમણે વાણીનો સંયમ કેળવવો જોઇએ. એમની હવે પછીની પ્રવૃત્તિઓ બહુ પ્રેક્ષણિય હશે. લોકક્રાંતિની આ બળવાખોર પુત્રીને હું વંદના કરૂં છું.



તબ ઉતર પડી જીવન પથમેં,
  જીવન કો છોડકર રણપથમેં
રણ મેં ભી શાંતિ વહાં તો થી,
  ઝુંઝલાઇ તબ તુમ ઉસ રણમેં.

કુછ નહીં સમઝ મેં આયા તબ,
  કિસ ઓર બઢેં કૈસે લડકર
ઇસ શાંતિમયી રણભેરી સે,
  પાયેંગે કૈસે ક્રાંતિ અમર ?

તબ વહી માર્ગ તુમને પકડા,
  અજ્ઞાત બની ભારત જ્વાલા,
ભીતરહી ભીતર સુલગ સુલગ,
  ઉભરાયા હિંદકો રણ—બાલા.

આઝાદીકા વહ નયા મોલ,
  બતલાયા તુમને ભારતકો,
રણ હી દેગા આઝાદીકો,
  દિખલાયા તુમને ભારતકો,

'દર્શન'





પંડિત જવાહરલાલ નેહરૂ શ્રીમતી અરૂણા અસફઅલી ને અંજલિ અર્પે છે.



'જેલમાંથી છુટ્યા પછી મને લાગે છે કે મારી સૌથી પહેલી ફરજ એ છે કે હજારો દેશભક્તોમાંથી જેઓએ જાન ગુમાવ્યા છે, જેઓ ફાંસીને લાકડે લટક્યા છે અથવા જેઓ હજી જેલના સળીયા પાછળ છે તેઓમાંથી જ્યાં હોય ( શ્રીમતી અસફઅલીને ક મારો સ્નેહ અને સ્વીકારનો અવાજ પહોંચી જાય. તેમણે દેશને મ જે કાંઇ કર્યું છે તે કદી ભૂલી શકાશે નહિં.' ઉપરના શબ્દોમાં ત્ર વર્ષના લાંબા ગાળા પછી બંદીવાસમાંથી મુક્ત થયેલા પંડિત જવાહરલા નેહરૂએ શ્રીમતી અરૂણા અસફઅલીને પોતાની અંજલિ અર્પી હત

